# પ્રસ્તાવના

**નેતાજી** સુભાષ બોઝ જ્યારે હરિપુરા મહાસભાના પ્રમુખ તરીકે ચુંટાયા, ત્યારે મેં એમની જીવનકથા આલેખેલી

આજ નેતાજી જ્યારે આ ધરતીપટ ઉપર હયાત નથી ત્યારે એમનું સમગ્ર જીવન પણ આ પુસ્તકમાં આલેખું છું

આ જીવનકથાના વાચકોને મારી એક વિનંતિ છે નેતાજીના જીવનના પ્રસંગો મેં મારી પોતાની રીતે પસંદ કર્યા છે, અને હું જેમ સમજું છું તેમ એનો અર્થવિસ્તાર કર્યો છે હિન્દની વર્તમાન રાજકીય પરિસ્થિતિમાં, વર્તમાન રાજકારણમાં, વર્તમાન પ્રજાજીવનમાં નેતાજીનું સ્થાન ક્યાં છે, અને કેવું છે, એ હું જેમ સમજ્યો છું તેમ મેં આલેખ્યું છે

એ રીતે વાચકોને કેટલાક પ્રસંગો જ્યારે વિગતવાર લાગશે, ત્યારે કેટલાક પ્રસંગો વધારે ઝડપી લાગશે દાખલા તરીકે એમની આઝાદ હિન્દ સરકાર એમનો બર્મા-વિગ્રહ, એમની હિન્દ ઉપરની ચડાઈ, એમનો ઇમ્ફાલનો ઘેરો આ વાતો ઉપર હું બહુ રોકાયો નથી એમાં માત્ર પ્રસિદ્ધ થયેલી એટલું જ નહિ પણ નક્કર સાબિત મનાયેલી હકીકતો મેં હકીકતો તરીકે લીધી છે

એનું કારણ એક જ છે. એક તો આઝાદ હિન્દ સરકાર વિષે આપણી પાસે આપણી નજરબંધી કરી લે એવી વાતો છે ખરી; પણ એ સરકારના પાયારૂપ મનાય એવી આંતરિક હકીકતો નથી. એટલે એ સરકાર એ કેવળ એક યુદ્ધ-નિભાવ સંસ્થા માત્ર હતી કે સર્વાંગ શાસન કરતી સરકાર હતી એ આપણે જાણતા નથી. એનાં ધારાધોરણ, પ્રબંધો અને આર્થિક તંત્રથી આપણે વાકેફ નથી ત્યાં એનો એક હકીકત કરતાં વધારે પ્રમાણમાં વીરપૂજનથી ભરેલો સત્કાર કરવો એ મને મુનાસબ નથી લાગ્યું.

ને એમ પણ બને કે આઝાદ હિન્દ સરકારની સ્થાપના એ કેવળ ભાવિના કાર્યક્રમનો પૂરોગામી સંકેત માત્ર પણ હોય, ને એના ધારા કે ધોરણો કે પ્રબંધો મુકરર થયા પણ ન હોય.

એટલે આપણા નાગરિક જીવનમાં આઝાદ હિન્દ સરકારનું વાસ્તવિક મૂલ્યાંકન કરવાનો સમય આવ્યો નથી. ને જ્યાં સુધી એ સમય ન આવે ત્યાં સુધી એના ઉપર વીરપૂજનના રોગાન ચઢાવવાનું મને મુનાસબ નથી લાગ્યું.

: અનુક્રમ :


| | | |
|---|---|---|
| ૧ | બાલ્યાવસ્થા | ૧ |
| ૨ | પહેલી સજા | ૮ |
| ૩ | ૧૯૧૭-૧૯૨૦ | ૧૨ |
| ૪ | દાસબાબુના શિષ્ય | ૨૦ |
| ૫ | ફરી જેલમાં | ૩૩ |
| ૬ | હિન્દમાંથી ચાલ્યા જવ | ૪૨ |
| ૭ | યુવકપ્રવૃત્તિનો પ્રાણ | ૫૨ |
| ૮ | સાયમન કમીશન | ૫૮ |
| ૯ | ભગની શુશ્રુસા | ૬૬ |
| ૧૦ | ખડિયામાં ખાપણ | ૭૫ |
| ૧૧ | કીટાગો વાજ | ૯૩ |
| ૧૨ | માતૃભૂમિનો ત્યાગ | ૧૧૪ |
| ૧૩ | મહાભારત | ૧૩૬ |
| ૧૪ | વીર ગાથા | ૧૪૧ |

## ૧. બાલ્યાવસ્થા

(બંગાળાની ભૂમિમાં ચોવીસ પરગણા નામના જિલ્લામાં કોડિલિયા ગામના વતની નામે જાનકીનાથ બોઝ હતા.) સ્થિતિએ ઘણા ગરીબ. પેટે પાટા બાંધીને આપમળે અભ્યાસ કર્યો. ખૂબ ખૂબ પરિશ્રમ પછી એ બી. એ. બી. એલની પરીક્ષામાં પસાર થયા. કાયદાના જાણકારને તો વતનનું ગામ કાંઈ ક્ષેત્ર આપી શકે એમ ન હતું, એટલે એમણે કટકનો માર્ગ લીધો. ત્યાં વકીલાત શરૂ કરી. એ દિવસોમાં કજિયા ઘણા, વકીલો થોડા અને અદાલતો નવી હતી. વળી અદાલતો સુધી પહોંચવા માટેના લાંબા ગાડા-રસ્તાઓ પણ નિત્ય નવી નંખાતી રેલ્વે લાઈનોથી ખૂબ ટૂંકા ને ખૂબ આસાન બની ગયા હતા. જાનકીનાથ બાબુ જોતજોતામાં પગભર થઈ ગયા. બે ચાર વર્ષમાં એમણે માથેથી ઋણ જે કાંઈ હતું તેનો ભાર ઉતારી નાંખ્યો અને પછી એમણે ધન અને પ્રતિષ્ઠાનો સંચય કરવા માંડ્યો.

મહારાણી વિક્ટોરિયાના દરબારના એ દિવસો હતા. ત્યારે પાર્લામેન્ટમાં ડિઝરાયેલી અને ગ્લેડસ્ટનના બુલંદ પડઘાઓ ગાજતા હતા. ત્યારે પાર્નેલનું વક્તૃત્વ છક કરી નાખતું હતું ત્યારે દેશમાં દુકાળો પડતા. પ્લેગ ને કોલેરાના ઉપદ્રવો થતા હિન્દનું રાષ્ટ્રીયત્વ જાગતું હતું—અને સરકારી મહેસૂલ પદ્ધતિ, સરકારી કરવેરાથી જામતા જતા ભૂખમરાએ ખૂબ અસંતોષ ફેલાવ્યો છે, એ જોતા તે વખતના વાઇસરોય લોર્ડ ડફરીને મિ હ્યુમ મારફત જગવ્યું હતું! વિધિની એ પણ એક વિચિત્રતા છે કે જે રાષ્ટ્રીય મહાસભા આજ સરકારને આંખના કણાની જેમ ખૂંચે છે, એ મહાસભાનો જ જન્મ હિન્દના અંગ્રેજ વાઇસરોયના મગજમાંથી જ થયો છે. સત્તાવનના

બળવાની સ્મૃતિ તાજી જ હતી અને લોકોનો અસંતોષ ઊંડો ઊતરીને બળનાખોરીના માર્ગ લે તો અણધારી આપદા ઊભી થાય, એ કારણે લોકોના અસંતોષને ઊંડે ઊતરવા દેવાને બદલે વ્યાસપીઠ ઉપર ચડાવવાનો ખ્યાલ હિન્દના વાઇસરૉય લૉર્ડ ડફ્રીનને આવ્યો ને એની સૂચનાથી મિ હ્યુમે 'હિન્દી મહાસભા'ની યોજના વિચારવા માંડી, દેશના જુદા જુદા રાજકીય આગેવાનો સાથે એણે પત્ર વ્યવહાર શરૂ કર્યો.

આજની મહાસભાના વિશાળ વૃક્ષનું મૂળ બીજ આ

આ દિવસો હતા જેમાંથી (જાનકીનાથ બાબુને પોતાનું રાજકીય તત્ત્વજ્ઞાન મળેલું એ ચુસ્ત વિનીત હતા અંગ્રેજી ઇન્સાફની ને દાનતમાં અવિચળ શ્રદ્ધા ધરાવતા હિન્દીઓનું કામ શાંતિથી વ્યવસાય કરવાનું કે અંગ્રેજોનું કામ ઇન્સાફથી શાસન ચલાવવાનું એ એમના જીવનસૂત્રો હતા)

આવા પિતાને ઘેર ઈ સ ૧૮૯૭ ના જાન્યુઆરી માસની ત્રીજી તારીખે સુભાષબાબુનો જન્મ થયો સુભાષ બાબુને સાત ભાઈઓ ને છ બહેનો હતા )

જાનકીનાથ બોઝ જેમ ઘણા વત્સલ પિતા હતા તેમ ઘણા જ કડક પિતા પણ હતા, જે બાળકોને લાડ લડાવવામાં માનતા નહિ એમને કપડા કે દાગીનાથી મઢવામાં માનતા નહિ ) એમની સ્થિતિ સારી. ખર્ચમાં પણ હાથ ખાસ સંકોચનો નહિ, પરંતુ બાળઉછેરના એમના પોતાના સિદ્ધાન્ત પ્રમાણે બાળકોને સાદી રહેણીકરણીની જ તાલીમ આપતા ) બાળકોને તડકો કે લૂ કે શરદી લાગી જશે એવો એમના અંતરમાં ભય હોય તોયે એને એ વાચા નહોતા આપતા બાળકો ખડતલ થાય, ગમે તેવી ઋતુના હવામાન જીરવી શકે, ગમે તેવો ખોરાક પચાવી શકે અને ગમે તેવી સ્થિતિમાં રહેવામાં સંકોચ ન અનુભવે એ એમના સિદ્ધાન્તોનો સાર હતો ) બાપની શ્રીમંતાઈ જેવી બૂરી ગરીબી આ દુનિયામાં બીજી કોઈ નથી, એમ એ વારવાર કહેતા

પિતાની આ પ્રકારની દૃષ્ટિ હતી ત્યારે માતાની પોતાના સંતાનો તરફની નજર જુદી જ હતી. સુભાષ બાબુની માતામાં અનન્ય ધર્મભાવના હતી. પાઠ, પૂજા, દાન, ઉપવાસ, વ્રત એ એમના ધર્મજીવનનાં રોજનાં પ્રગટ લક્ષણો હતાં. પણ એમનો ધર્મ એટલામાં જ સમાતો નહોતો. માણસોનો તિરસ્કાર કરવો ને દેવની પૂજા કરવી એ સનાતન ધર્મ એમનામાં નહોતો. માંદાની માવજત કરવી, ગરીબોને દાન દેવું, ભૂખ્યાને ભોજન દેવું, એ એમને ગમતું. કેટલીયે વાર દેવને ધરવાનો પ્રસાદ દેવના આસને પહોંચતાં પહેલાં કોઈ ભૂખ્યાના ભાણામાં પહોંચી જતો. કેટલીયે વાર માતા માંદાની માવજત કરવા જાય ને પાછળથી રસોઈનું કામ હાથોહાથ પતાવી લેવું પડે. જાનકીનાથ બાબુ પોતે સ્વભાવે અક્કડ હતા, પણ એમણે આવાં કામોમાં કદી વિરોધ નહોતો કર્યો. બલકે ઘણી વાર પૈસા પણ આપતા. પોતાની પત્નીની આ પ્રકારની રીતભાતને એ કોઈ કોઈ વાર ઉપહાસમાં ભોળપણ તરીકે પણ ઓળખાવતા.

આવા માતાપિતાના સંસ્કારો સુભાષ બાબુ ઉપર પડયા હતા. આવા સંસ્કારોથી રંગાતા રંગાતા સુભાષ બાબુએ હાઇસ્કૂલમાં પ્રવેશ કર્યો.

બસો ત્રણસો જેટલા બારથી સોળ વર્ષની વચ્ચેના બાળકોની વચમાં સુભાષ બાબુએ પોતાને બાલ્યકાળથી મળતા કૌટુંબિક સંસ્કારે જુદી જ ભાત પાડવા માંડી. ને હાઇસ્કૂલ આખી આ નવા આવેલા વિદ્યાર્થીથી ચમકી ઊઠી.

પિતાનો શિસ્ત-પ્રેમ સુભાષમાં વ્યવસ્થા શક્તિ રૂપે અવતર્યો હતો. પોતાનો અંગ્રેજી ઈન્સાફ પ્રત્યેનો આદર પુત્રમાં સ્વમાનની ભાવના રૂપે પ્રતિમૂર્ત થયો હતો. પિતાનો પુત્રોને સશક્ત બનાવવાનો આગ્રહ પુત્રમાં વજ્ર જેવી ઇચ્છા શક્તિમાં પરિણમ્યો હતો. માતાની ધર્મભાવના પુત્રમાં ધર્મ સંબંધે સદા જાગતી જિજ્ઞાસા જગવતી હતી.

માતાની દેવસેવા પુત્રને માનવસેવાનો માર્ગ બતાવનારી બની હતી. જે કેળવણી હાઈસ્કૂલના શિક્ષકો આપતા હતા, એ કેળવણીમાં એક બાર ચૌદ વર્ષના વિદ્યાર્થીમાં સર્વથા અસંભવ એવા આવા ગુણો ખુદ શિક્ષકોને પણ સ્વાનુભવે કે સર્વાનુભવે અજાણ્યા જ હતા. એટલે આ નવા આવેલા વિદ્યાર્થીની, કોઈ વાર રોષ ઉપજાવે, કોઈ વાર મુરબ્બીવટ જગાવે, કોઈ વાર હાસ્ય જગાવે ને કોઈ વાર આશ્ચર્ય પમાડે એવી ટેવોનો સામનો કેમ કરવો એ શાળાના શિક્ષકોને એક જબરો સવાલ થઈ પડયો. અને એમાં ય એ વિદ્યાર્થી વળી સરકારી વકીલ—પબ્લીક પ્રોસિક્યુટર—અને રાય સાહેબનો પુત્ર હતો! ગુરુઓનો ઉપદેશ આ વિદ્યાર્થીની પીઠ ઉપરથી કબૂતરની પીઠ પરથી પાણી સરે એમ સરી પડતો, ને સોટીઓ એના નાજુક દેખાતા પણ વજ્રના ફૂલ જેવા દેહને ડારી શકે એમ ન હતી!

માળાના છોકરાઓની ટોળીઓ કરવી, નિશાળમાં તોફાન કરવા, મહોલ્લાની લડાઈઓ લડવી, એ કામો સુભાષને જેટલાં કોઠે પડી ગયાં હતાં, એટલાં જ ક્યાંક રોગચાળો ફાટી નીકળ્યો હોય તો વેગથી કે શાળામાંથી ભાગીને ત્યાં પહોંચી જઈને માંદાઓની માવજત કરવી, મેલેરિયા જેવા ઉપદ્રવમાં ઘેર ઘેર ખાટલાઓ હોય ત્યારે ઘેર ઘેર પૂછી પૂછીને દવાઓ લાવી આપવી, માંદાઓ પાછળ રાતના ઉજાગરાઓ ખેંચવા, ગરીબોને દવાખાને પહોંચાડવા, એમને માટે માગી-ભીખીને લૂગડાં ભેગાં કરવાં એ કામ પણ સુભાષને કોઠે વસી ગયાં હતાં.

આ માટે એ ઘણી વાર નિશાળમાંથી ભાગી જાય ને ઘેરથી પણ ભાગી જાય. ઘરના માણસોએ તો પછી એક ધોરણ જ નક્કી કર્યું હતું કે સુભાષની પાછળ બનતાં સુધી તપાસ કરવી નહિ, કરવી તો એના ગુમ થયા પછી ચાર પાંચ દિવસ પછી જ આગળ વધી અને બનતા સુધી તો રોગચાળો, ઉપદ્રવ, આપત્તિ કે એવી કાંઈ આસમાની સુલતાનીની ઉત્પત્તિ હોય ત્યાં જ કરવી. શિક્ષકો સુભાષનું આ માનસ સમજ્યા નહિ ત્યાં સુધી ફરિયાદ કરતા, પણ

સુભાષની અભ્યાસશક્તિ આગળ એ ફરિયાદો બહેરા કાનો ઉપર અથડાઈને પાછી ફરતી

સુભાષને એક સાદી ચાવી મળી ગઈ હતી જે ફરિયાદોથી પિતા ગુસ્સે થતા એ ફરિયાદો માતાને અસ્વાભાવિક નહોતી લાગતી જે ફરિયાદો માતાને ક્લેશ આપતી, એ પિતાને મન તદ્દન નજીવી લાગતી એટલે સુભાષની અભ્યાસ વગેરેની ફરિયાદો ઘણુંખરું માતા પાસે જતી ને માતાને એમા કાઈ કહેવા જેવું ન લાગતુ સુભાષની રખડપટ્ટીની ફરિયાદો પિતા પાસે જતી ને પિતાને એમા અસ્વાભાવિક નહોતુ લાગતુ

આમ ઘણી વાર સલામત છટકી જતા, કાઈક વાર સપડાઈ જતા સાથે આસની સુન્તને સદન કરતા કરતા સુભાષ શણુ ઈ સ ૧૯૧૩ની સાલમાં મેટ્રિકમાથી પસાર થયા

(સુભાષ બાળુ જ્યારે આ રીતે હાઈસ્કૂલનો અભ્યાસ કરતા હતા ત્યારે બહાર જબરો વવટોળ ફૂંકાઈ રહ્યો હતો કિશોર બગાળી જુવાનના ઘડતરમા જેનો ફાળો છે એ બનાવો બહારની દુનિયામા બની રહ્યા હતા

ઇ સ ૧૯૦૫મા બગાળના ભાગલા પડ્યા અને દેશભરમા પ્રચડ પોકાર ઊઠ્યો | આ ભાગલા પાડવામા આવ્યા હતા તે દેખીતી રીતે વહીવટી સગવડતાને નજરમા રાખીને એ કાળનો બગાળા પ્રાત ઘણો જ જબરો પ્રાત હતો અત્યારના બિહાર, ઓરિસા અને આસામના પણ પ્રાતો પણ એ કાળના બગાળામા જ ગણાતા હતા. આ પ્રાતના પૂર્વ બગાળ ને પશ્ચિમ બગાળ એમ બે પ્રાતો કરવામાં આવ્યા ને બગ-ભગની ચળવળ જન્મી

આ બગભગની ચળવળને દાબી દેવાને બગાળાની સરકારે દમનના આકરા પગલા લીધા રાજદ્રોહની કલમનો છૂટથી ઉપયોગ થવા માડ્યો લોકોએ પણ બગભગ સામે મોરચા માડ્યા હતા અને

શ્રી. અરવિંદ ઘોષ અને શ્રી બિપિનચંદ્ર પાલ સ્વદેશી અને બાયકોટની વિરાટ પ્રવૃત્તિઓ કરી રહ્યા. સરકારે આ ચળવળ દાબી દેવાને છાપખાનાના કાયદા કર્યા. કંઈક મુકદ્દમાઓ કર્યા. કંઈકને સજાઓ કરી બંગાળ ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ પસાર કર્યો. એની નીચે બંગાળાના આગેવાનો કૃષ્ણકુમાર મિત્ર, પુલીન બિહારીદાસ, શ્યામસુંદર ચક્રવર્તી, અશ્વિનીકુમાર દત્ત, મનોરંજન ગુહા, ઠાકુરદા, સુબોધચંદ્ર મલિક, સચ્ચિન્દ્રપ્રસાદ બોઝ, સતીશચંદ્ર ચેટરજી અને ભૂપેન્દ્રનાથ નાગને—એ નવ બંગાળી અગ્રણીઓને બંગાળામાંથી હદપાર કરવામાં આવ્યા. બ્રહ્મબાંધવ ઉપાધ્યાય હૉસ્પિતાલમાં મરણ પામ્યા અને ત્રણ ત્રણ કેસોની મહાજાળ વટાવીને શ્રી. અરવિંદ ઘોષ પોન્ડીચેરીમાં ચાલ્યા ગયા.

આગેવાન વિહોણા બનેલા બંગાળના નવયુવાનોનાં માથાં સરકારી હઠના આ પ્રદર્શન સામે ભમી ગયાં અને હિંસાવાદી પ્રવૃત્તિમાં જોડાવા લાગ્યાં. પોતાના પત્ર 'યુગાન્તર'માં છડેચોક હિંસાવાદી નીતિની હિમાયત કરવા માટે સ્વામી વિવેકાનંદના ભાઈ ભૂપેન્દ્રનાથ દત્તને ઘણી લાંબી સજા થઈ. ભૂપેન્દ્રની માતાએ પોતાના પુત્રને જાણે વરઘોડે ચડાવતી હોય એવી ભાવભરી વિદાય આપી. આ પ્રસંગે નવયુવાનોનાં હૈયામાં નવી જ ધગશ પૂરી.

મુઝફ્ફરપુરમાં બે બોમ્બ પડ્યા ને એમાં બે અંગ્રેજ બાનુઓને ઈજા થઈ. આ માટે ખુદીરામ બોઝને ફાંસી મળી. લંડનમાં સર કર્ઝન વાઇલીનું મદનલાલ ધીંગરાએ ખૂન કર્યું. આ માટે મદનલાલને ફાંસી મળી. મદનલાલને અદાલતી કામકાજમાં મૈત્રીભાવે મદદ કરનાર નિર્દોષ પારસી ડૉ. લાલકાકાને પણ મદનલાલના સહાયક ગણીને ફાંસીએ ચડાવી દીધા.

આટલું છતાં બંગ-ભંગની હિલચાલ નરમ ન પડી. છેવટ સરકારને ૧૯૧૨માં આ ભાગલા રદ કરવા પડ્યા. આ આખી લડત જ ભાવનાની હતી, એટલે બંગભંગથી બંગાળાના બે પ્રાંતો થતા

હતા, તે બંગભંગ રદ થતાં એને બદલે ત્રણ થયા, પણ એ તરફ કોઈની ચીડ ન રહી. સવાલ હતો માત્ર ઇજ્જતનો—બંગાળાના ભાગલા રદ કરાવવાનો.

બંગાળાના ભાગલા રદ થતાં પણ એક પક્ષે હિંસાવાદી ચળવળ બંધ ન પડી, બીજી બાજુ સરકારનું દમન બંધ ન પડ્યું. બંગાળા આખું જ એક વિશાળ લશ્કરી છાવણી સમું થઈ પડ્યું.

બંગાળાની પાછળ દેશ આખો જાગતો થયો હતો. પંજાબમાંથી લાલા હરદયાલ, લાલા લજપતરાય ને સરદાર અજિતસિંહને હદપાર કરવામાં આવ્યા હતા સિંધમાંથી મૌલવી ઓબેદુલ્લા હદપાર થયા હતા. મુંબઈમાંથી સરદારસિંહ રાણા, મેડમ કામા ને શ્યામજી કૃષ્ણવર્મા હદપાર થયા હતા. લોકમાન્ય તિલક માંડલેની જેલમાં હતા.

આમ સ્થળે સ્થળે દેશ આખો આળસ મરડીને જાગતો હતો. પ્રાંતે પ્રાંતમાં શેષની જીભ સચેત બનતી હોય એમ નાના મોટા નેતાઓ બોલતા થયા હતા. નેતાઓ અંગ્રેજી ભાષાનો મોહ મૂકીને પ્રાંતીય ભાષાઓનો વપરાશ કરીને આમવર્ગ સાથેના નિકટતર સંપર્ક તરફ જઈ રહ્યા હતા. રાષ્ટ્રીય મહાસભા લૉર્ડ ડફરીન ને હ્યુમના સ્વપ્નથી દૂર ને દૂર જતી પંડિત માલવિયાની ગહબરી નીચે હિંદને રાષ્ટ્રીય એકતા ને અસ્મિતાથી રંગી રહી હતી.

દેશભરમાં પ્રવર્તી રહેલા આ ઉકળાટની ગરમી જાનકીનાથ બાબુના ઘરમાં પહોંચતી નહોતી. જાનકીનાથ બાબુના મનમાં અવિચળ ઇતબાર હતો કે અંગ્રેજની અંતરતમ ઇન્સાફ-પરસ્તી જાગશે ત્યારે હિન્દનો સવાલ આપમેળે સીધો થઈ જશે. પરંતુ શાળાઓ કે કૉલેજના વિદ્યાર્થીઓમાં ખુદીરામ બોઝ ને મદનલાલ ધીંગરાનાં નામો ખૂબ આદરને પાત્ર બની ચૂક્યાં હતાં. વિદ્યાર્થીઓ એમના જીવનના સાચા જૂઠા પ્રસંગો એક બીજાને કહેતા અને 'મા' ની મુક્તિ થવી જ જોઈએ એમ માનતા હતા, અને 'માની મુક્તિ' નો વધારેમાં વધારે આગ્રહ બાર ચૌદ વર્ષના સુભાષને હતો ને 'માની મુક્તિ' માટે એણે શાળામાં કંઈક સજાઓ પણ ભોગવેલી ખરી.

## ૨. પહેલી સજા

**સુભાષ** બાબુ સોળ વર્ષની ઉંમરે જ્યારે કૉલેજમાં ગયા ત્યારે એમના મગજમાં જે ધૂનો રમતી હતી, તેમાં સ્વામી વિવેકાનંદના ઉપદેશમાંથી જાગેલી મસ્તીનો પણ સમાવેશ થતો હતો. મહાસભાના અને હિન્દના પુનરુત્થાનના જાનિસાર દુશ્મન કોલવીને સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો ને લખાણો ઉપર પ્રતિબંધ મૂકવાની હિમાયત કરી હતી.

એ હિમાયતની દલીલમાં એણે એમ કહ્યું હતું કે, 'સ્વામી વિવેકાનંદ ફક્ત ધર્મની જ વાતો કરે છે એથી આપણે ભુલાવામાં નહિ પડવું જોઈએ. કેમ કે એનો મર્મ રાજદ્રોહથી પણ વધારે ભયંકર છે.' કોલવીનની આ દલીલ સ્વામી વિવેકાનંદનાં પુસ્તકોને જપ્ત તો ન કરી શકી, પણ બંગાળમાં ઘેરઘેર ગવાતી આ દલીલે અનેક બંગાળી જુવાનને રાજદ્રોહથી પણ ભયંકર ધર્મસંબંધે જિજ્ઞાસુ બની ગઈ. સુભાષબાબુ પણ સ્વામીના ગ્રંથો ફરી ફરી વાંચીને પચાવી ગયા. આ ઘડીથી સુભાષબાબુને મન હિન્દની આઝાદી એ આત્મિક ધર્મ સમી બની ગઈ. માતાએ વારસામાં પુત્રને ધર્મદૃષ્ટિ તો આપી જ હતી 'ને નૂતન બંગાળા ને નૂતન હિન્દના નિર્માતા સ્વામી વિવેકાનંદના ઉપદેશે એ ધર્મબુદ્ધિને આકાશવાસી હેવો કે હિમાલયનાં શિખરો તરફ ઊંચે ચડાવવાને બદલે દેશસ્થ માનવીઓ ને માતૃભૂમિની ગરીબી તરફ નીચી ઉતારી.

કૉલેજનાં વર્ષોમાં ઘેરથી કે કૉલેજમાંથી કોઈને કહ્યા સિવાય ચાલ્યા જવાનો રોગ વધતો ને વધતો જ ગયો. માણસ જેમ કાંઈ મેળો, જલસો શોધે એમ [illegible] રોગ [illegible] શોધવા લાગ્યા.

આ અરસામાં સુભાષબાબુ ઉપવાસ તરફ વળ્યા. પિતાએ સાદી ને ખડતલ રહેણીકરણી માટે એમના શરીરને ઘડયું હતું ને સ્વામી વિવેકાનંદે સાદગી ને ઐચ્છિક ગરીબીના સંદેશથી એનું ચિત્ત ભરી દીધું. ઇરાદાપૂર્વકની ખાવા, પીવા ને પહેરવાની અનિયમિતતા સુભાષે કેળવવા માંડી. બબ્બે ચારચાર ઉપવાસો ખેંચી કાઢવા, સખત ઠંડીમાં સુતરાઉ કપડે ફરવું એ એમની 'હેબીટ' બની ગઈ. એક દિવસ કૉલેજના પ્રિન્સિપાલ ઓટન કડકડતી ઠંડીમાં ગરમ બૂટ, ઓવરકોટ ને મફલર નાખીને કૉલેજમાં આવ્યા ને એમણે કંપાઉંડમાં સુભાષને એકલું સુતરાઉ પહેરણ પહેરીને વાંચતા બેઠેલા જોયા.

'તમને બિલકુલ ટાઢ નથી લાગતી?' ઓટને નવાઈ પામીને સવાલ પૂછ્યો.

'ના.' સુભાષે જવાબ આપ્યો.

'કેમ?' ઓટનને વધારે નવાઈ લાગી.

સુભાષે ઊભા થઈને પ્રિન્સિપાલ સાહેબના ઉઘાડા મોં ઉપર હાથ મૂકયો: 'આપને અહીં ટાઢ લાગે છે, સાહેબ?'

'ના. મોઢું તો કાયમ જ ખુલ્લું રહે ને, એટલે મોઢે ટાઢ ન લાગે.'

'તો સાહેબ,' સુભાષે જવાબ દીધો, 'હું પણ કાયમ આ પહેરવેશે રહું છું એટલે મને ય ટાઢ નથી લાગતી.'

ધીમે ધીમે સુભાષબાબુને પોતાના જીવનના ઉત્કર્ષ માટે પણ કોઈ સ્વામી રામતીર્થની જરૂર જણાવા માંડી. સંસ્કારે વારસામાં મળેલી ને બુદ્ધિથી પોષાયેલી ધર્મબુદ્ધિ ખડતલ શરીરમાં અને અણનમ સ્વભાવમાં રહીને ગમે તેટલાં સંકટો મારફત પણ ગુરુના પ્રત્યક્ષ ઉપદેશ માગી રહી ને એક દિવસ સુભાષબાબુ પોતાનાં પુસ્તકોને કૉલેજના મેજ ઉપર જ મૂકીને ચાલી નીકળ્યા.

## ૧૦ : શ્રી. સુભાષચંદ્ર બોઝ

ગંગા નદીની ખીણોમાં ને હિમાલયની ડુંગરમાળમાં સુભાષબાબુ થાક, ટાઢ ને તડકાની પરવા કર્યા સિવાય ચાલી નીકળ્યા. દિવસો ગયા, અઠવાડિયાં ગયાં. કંઈ વનજંગલ વીંધ્યાં. કંઈ સાધુ સંન્યાસીઓના સાથ કર્યા પણ પોતાના આત્માની પ્યાસ બુઝાવે એવો કોઈ સદ્‌ગુરુ એમને ના મળ્યો.

એક દિવસે એક વૃદ્ધ સંન્યાસી સુભાષને મળ્યો. સુભાષે એમની પાસે પોતાની જરૂરત સમજાવી: 'મહારાજ, પરલોકની કામના શીખવે એવો નહિ પણ આ લોકની માતૃભૂમિની મુક્તિ કરે એવો ધર્મ મને કોઈ શીખવશે ખરું?'

સંન્યાસીએ પૂછ્યું: 'તમે કોણ છો? ક્યાંથી આવો છો?'

'હું દૂરથી આવું છું ને ગુરુની શોધમાં ભમું છું.'

'હજી ગુરુ નથી મળ્યા?'

'ના મહારાજ.'

'તો હવે તને નહિ મળે, વત્સ! આ હિમાલય તો ધર્મનું ધામ છે. સાચા દિલથી ગુરુની શોધ કરનારને અહીં લાયક ગુરુ મળી જ રહે ને જો ન મળે તો વત્સ સમજવું કે તારો સમય નથી આવ્યો!'

'મારો સમય નથી આવ્યો?'

'મને નથી લાગતું. સમય આવ્યો હોય તો તને જેમ ગુરુનો સાદ સંભળાયો તેમ તારા ભાવિ ગુરુને પણ તારો સાદ સંભળાત, એ નથી સંભળાયો માટે વત્સ પાછો જા. હજી સંસારમાં રહે. તારું નિર્માણ સંસારમાં દેખાય છે.'

આમ સુભાષબાબુની ગુરુની શોધ અપૂરી રહી અને સુભાષબાબુ થાકીને નિષ્ફળ બનીને પાછા ઘેર આવ્યા ને કૉલેજમાં અભ્યાસ કરવામાં એક વાર ફરી પોતાના ચિત્તને ફરી જોડવાની મહેનત કરવા લાગ્યા.

પરંતુ એક વાર ઊંડે ચિત્ત અભ્યાસમાં જોડાય ને એકાગ્ર થાય તે પહેલા એ ચિત્તને અસ્વસ્થ કરનારો એક બીજો બનાવ બન્યો. બી એ ના વર્ગમા કાઇક શીખવતા પ્રિન્સિપાલ ઓટને પોતાનો એવો અભિપ્રાય જાહેર કર્યો કે બગાળીઓ દ્રાવિડિયન છે એ લોકો મૂળથી જગલી એટલે ખૂની, બાયલા ને લુચ્ચા છે!

આ વાક્યો કોલેજના વિદ્યાર્થીઓને ખૂબ ખૂચ્યા—'મા' ની ઇજ્જતને અને પ્રજાના સ્વમાનને કલક લગાડનારા લાગ્યા કોલેજના વિદ્યાર્થીઓની અદર ક્ષોભ થયો આવા ઉદ્ગારો કાઢનાર ગોરાને બરાબર નસિયત કરવી જોઈએ એવો સર્વનો અભિપ્રાય તો થયો, પણ બિલાડીને ગળે ઘટ બાધે કોણ?

સુભાષબાબુએ એ કામ માથે લીધુ, ને એમણે નિર્ભીક રીતે એ પાર પણ ઉતાર્યુ એમનુ ચિત્ત કરેલા નિશ્ચય પાર ઉતારવામા પરિણામોને માટે સતત બેપરવા હતુ એમનો ધર્મ 'મા'ના સ્વમાન માટે ગમે તે સકટ ભોગવવામા ધાર્મિકતા માનતો હતો કોલેજ છૂટ્યાની પ્રિન્સિપાલ ઓટન જ્યારે બહાર નીકળ્યા ત્યારે સુભાષ બાબુ બહાર તૈયાર હતા એમણે ઓટનને ખૂબ માર માર્યો

આ મારનુ પ્રકરણ જ્યારે જાનકીનાથ બાબુ પાસે પહોચ્યુ ત્યારે એમણે મૌન સેવ્યુ ઓટને જ્યારે જાનકી બાબુને સુભાષને સખ્ત સજા કરવાનુ કહ્યુ ત્યારે જાનકી બાબુએ જવાબ આપ્યો મારા પુત્રે મારો અપરાધ કર્યો નથી ને બીજાના અપરાધ માટે હુ એને સજા કરતો નથી જો તમારો અપરાધ એણે કર્યો હોય તો તમે એને સજા કરી શકો છો'

આ અપરાધ માટે સુભાષ બાબુને કોલેજમાથી રુખસદ આપવામા આવી ને યુનિવર્સિટીમાથી પણ નાલાયક ઠરાવાયા એ વર્ષ પછી સર આસુતોષ મુકરજીની દરમિયાનગીરીથી આ રુખસદ રદ કરવામા આવી સુભાષ બાબુ કોલેજમા દાખલ થયા ને કોલેજમાથી ઈ સ. ૧૯૧૭મા આઇ સી એસ નો અભ્યાસ કરવાને ઇગ્લાડ ગયા

## ૩ ૧૯૧૭–૧૯૨૦

સુભાષ ત્રણ ઇંગ્લાંડમા આઈ સી એસ નો અભ્યાસ કરવા ગયા, ત્યા એમના સ્વભાવ મુજબ તેમણે અભ્યાસમા જ એમના માનવાનો પાકો વિચાર કરી લીધો હતો

ગુરુની શોધ નિષ્ફળ જતા ધર્મની શોધ સાથે ભવિતવ્યતાનું જે માનસિક લક્ષણ એની સાથે જ જાય છે, તે ભવિતવ્યતાને એમણે અપનાવી લીધી હતી એમણે પોતાના મનમા નક્કી કરી લીધેલું સ્વામી વિવેકાનંદને પગલે પગલે એમનાથી જઈ શકાવાનું નથી ત્યાર પછી થોડો સમય અરવિંદ ઘોષના પોંડિચેરીના યોગાશ્રમનું એમને આકર્ષણ રહેલ ખરું પરંતુ અરવિંદ ઘોષના યોગાશ્રમની કેવળ યોગ–સાધનાની જ દૃષ્ટિ સુભાષ બાબુને આકર્ષી ન શકી સક્રિય સેવાનું આકર્ષણ નિષ્ક્રિય ચિંતનને અપનાવી ન શક્યું તેને યોગાશ્રમનો વિચાર આ ગાળા મિ ત્રમ છોડી ગયો

આ વિચારના લોપમા લોકમાન્ય તિલકની ગીતાએ પૂરો ભાગ ભજવ્યો તે ગીતા–વાચને એમની કર્મની તિતિક્ષા પૂરી પાડી સ્વામી વિવેકાનંદ અને લોકમાન્ય તિલક કર્મયોગની ભૂમિકા ઉપર મળતા હતા એ ભૂમિકા ઉપર ઊભા રહી લોકમાન્ય માઝિનીની જેમ તરફ મીંચતા હતા, સ્વામી વિવેકાનંદ હિમાલય તરફ મીંચતા હતા હિમાલયે એમનો મૂંગો મનોરથ પૂર્યો હતો માઝિનીની જેમનો સાદ અંતરમા જાગતો થયો હતો

આ અરસામા સુભાષના મોટાભાઈ શરચ્ચંદ્ર બોઝે સુભાષને દિશાસૂચન કર્યું અંગ્રેજ પ્રજા ન્યાયપ્રેમી પ્રજા છે જગત ઉપર ન્યાયનું શાસન સ્થાપવાની નેમથી જ એ જર્મની સાથે કેવો મહા

જંગ ખેલી રહી છે! આ સરકારની સિવિલ સર્વિસ એ સેવાભાવી જુવાનને સેવા કરવાની બહોળી તક આપે છે. દરજ્જો પણ સારો, સમાજમાં પ્રતિષ્ઠા પણ ખરી; વળી મહાયુદ્ધમાં હિન્દ જે તાકાત અજમાવીને બ્રિટનને સહાય કરી રહ્યું છે એ સહાયના બદલામાં હિન્દને જરૂર બીજા સંસ્થાનો જેવો દરજ્જો તો મળવો જ જોઈએ. હિન્દનું રાજકીય ભાવી આશાજનક છે. એની અમલદારી ચાલાક અને સજ્જન પુરુષને આત્મોત્કર્ષ, આત્મસિદ્ધિ અને આત્મવિકાસ માટે જોઈતા અવસર પણ આપી શકે એમ છે.

જાનકીનાથ બાબુએ પણ આ વાતને હાર્દિક અનુમોદન આપ્યું. એમણે પોતાના તરફથી ઉમેર્યું કે હિન્દીઓએ મહાયુદ્ધના આરંભકાળમાં ઈંગ્લાંડ અને ફ્રાંસને બચાવ્યું છે. પેરિસના પડવાની ઘડીઓ ગણાતી હતી ત્યારે હિન્દી સૈનિકોએ પેરિસને ટકાવી રાખ્યું હતું. આવી ભગીરથ સેવાઓ એક સમર્થ સલ્તનત પાસેથી સુયોગ્ય બખતર મેળવ્યા સિવાય રહેવાની જ નથી. એવા કામમાં એક ચાલાક જુવાનને સરકારી નોકરી જે દિશામાં જોઈએ એ દિશામાં ફલપ્રદ બને.

આ દલીલોથી પ્રેરાઈને સુભાષ બાબુ આઈ. સી. એસ. નો અભ્યાસ કરવાને ઈંગ્લાંડ ગયા. ઈંગ્લાંડ આખું એ વેળા મહાયુદ્ધના કોલાહલથી ગાજતું હતું. ઈંગ્લાંડનાં છાપાંઓ, ઈંગ્લાંડના મુત્સદ્દીઓ, ઈંગ્લાંડના લશ્કરી આગેવાનો હિન્દી સામ્રાજ્ય-ભક્તિ, હિન્દી બહાદુરી અને હિન્દના ભોગની પ્રશસ્તિઓથી ભરપૂર રહેતા હતાં. જે પ્રજાના આપણે સતત વખાણ કરતા, જે પ્રજાના આચારવિચાર, ખોરાક-પોષાક, રહેણીકરણી વગેરેનું આપણે અનુકરણ કરતા, અને જે પ્રજા હજી તો પાંચ વર્ષ પહેલાં આપણા અપમાન ને અવહેલના કરતી એ પ્રજા સહસ્રમુખે ને સહસ્રજીભે હિન્દનાં વખાણ કરતી હોય, હિન્દનો સમાનતાનો દરજ્જો સ્વીકારતી હોય, ત્યારે નવા નિશ્ચયને કરવાવાળા હરકોઈ જુવાનનું માથું ક્ષણભર આકાશને અડકતું થાય તો એમાં નવાઈ નથી.

સુભાષબાબુને પણ કાંઈક એવું થયું. પરીક્ષામાં ઉત્તીર્ણ થયું—સારે નંબરે ઉત્તીર્ણ થવું એ એમને મન હિન્દની ઇજ્જતનો સવાલ થઈ પડ્યો, અને પારકા કજિયો ઉછીનો લેવાના પોતાના લડાયક અને નિર્ભીક સ્વભાવ ઉપર મજબૂત નિગ્રહ જમાવીને અભ્યાસમાં એકચિત્ત બની રહ્યા. શેષ દુનિયા જ જાણે એમને માટે હયાત ન હતી. ને એમ ને એમ એક પછી એક માસ ને વરસ પછી વરસ વીતવા લાગ્યાં.

પરંતુ ખૂબ જ સાવધાની છતાં, ખૂબ જ વીતરાગવૃત્તિ છતાં પણ કોઈ કોઈ વાર કોઈ કોઈ વાતોના ભણકાર એમના સ્વાધ્યાયની એકાગ્ર શાંતિમાં ભણકારા પાડી જતા હતા. બહેરામાં બહેરા કાનોને ધરતીના અધોભાગમાં અંધારા ખૂણામાં પણ અથડાયા સિવાય ના રહે એવા રશિયાની બોલ્શેવિક ક્રાંતિનો કડાકો સમસ્ત જગતની શાહીવાદી ને મૂડીવાદી ઈમારતોને હચમચાવી ઊઠયો. ને એ ભયાનક ભૂકંપની વચમાંથી એક નામ લેનિન ને ટ્રૉટસ્કીની સાથે જ બોલાતુ ચમકી ઊઠયું—એમ. એન. રોય. કોણ એ

પોતાના જ જિલ્લાનો, પોતાના પાડોશના ગામનો, નિશાળના એક ગરીબ મહેતાજીનો પુત્ર, બંગાળની ત્રાસવાદી ચળવળનો નેતા, ગદર પક્ષનો સ્થાપક, હિન્દને હથિયારબંધ પરદેશી મદદથી આઝાદ કરવાનું મહાસ્વપ્ન સેવતો બંગાલી જુવાન નરેન્દ્ર ભટ્ટાચાર્ય. હજાર છૂપા જાસૂસો એની પાછળ પકડવાને મથતા છતાં જે હજાર જાતના છૂપા માર્ગોએ ને છૂપા વેશે, મહાયુદ્ધના કાળમાં હિન્દ, જર્મની, ચીન ઓસ્ટ્રેલિયામાં સ્વચ્છંદે ઘૂમતો. જેણે લાલા લજપતરાયનું ખાનગી મંત્રીપદ પણ કર્યું ને મેક્સીકોના સશસ્ત્ર ક્રાંતિની આગેવાની લઈ લડાઈઓ લડી ને લડાઇઓ જીતી. જેણે મેક્સીકોના મુક્તિદાતાનું બિરદ મેળવ્યું, જેણે આજના આરજેન્ટીના ને ઉરૂગ્વાયનો પાયો નાંખ્યો. જેણે ફિલિપાઇનમાં રહીને અમેરિકા સામે સશસ્ત્ર બળવો

ઉઠાવ્યો ને અમેરિકાને નમાવી ફિલિપાઇનને દશ વર્ષ પછી સ્વતંત્રતા આપવાનું કબૂલ કરાવ્યું. જેની કીર્તિ સાંભળીને લેનિન—મહાન લેનિને જેને બોલ્શેવિક ક્રાંતિમાં સાથ આપવાને ખાસ આમંત્રણ આપી બોલાવ્યો...એ.

એ એમ. એન. રોયનું નામ તો—સુભાષનો સ્વાધ્યાય ગમે એટલો બહારના વાતાવરણથીયે અસ્પૃશ્ય રહેવા માગે તોય સુભાષને કાને અથડાયા સિવાય રહે એમ ન હતું. ખાસ કરીને જ્યારે ખરો, એક અને અનન્ય એમ. એન. રોય પોતાની રોમાંચક જીવનવાટ સાહસિકતાની સ્વૈર સંચારી પાંખોન્વડે નિરંતગય કાપતો હતો, ત્યારે બ્રિટન, હિન્દ, જાપાન, ફ્રાન્સ ને ઓસ્ટ્રેલિયાની મળી પાંચ પાંચ સરકારોએ ખાસ રોકેલા હજાર જેટલા રૂપા જાસૂસોએ વીસ વીસ એમ. એન. રોયોને માર્સેલ્સ, સીડની, ટોકીઓ, મુકદન ને કલકત્તાની જેલોમાં પૂર્યા હતા, ત્યારે તો એમ એન. રોયનું નામ જગમશહૂર બન્યા સિવાય રહે જ કેમ?

અને ઇંગ્લાંડની ધૂમસઘેરી ખાડીને સામે પારથી, જેની સાથે સુભાષને ભવિષ્યમાં જિગરજાન દોસ્તી બંધાવાની હતી એ ડી. વેલેરાનું નામ પણ તીખાશ પકડતું જતુ હતુ; ને ઈંગ્લાંડની તવારીખ ઉપર ઉગ્ર બનતી જતી રેખાએ આલેખાવા માડ્યું હતુ. સુભાષ બાબુ જે રાજકીય વ્યૂહના હિન્દના રાજકારણમાં દિગ્દર્શક થવાના હતા અને જેને કારણે મહાસભાવાદીઓનો રોષ અને નોકરશાહીનો કિન્નો પોતાના ઉપર ખેંચી લેવાના હતા; એ રાજકીય વ્યૂહ આયર્લેન્ડમાં વ્યવહારમા મુકાઈ રહ્યો હતો ને એના પ્રણેતાનું નામ ઈંગ્લાંડમાં કિન્નાને પાત્ર બનતું જતું હતું. સર રોજર કેસમેન્ટના આયર્લેન્ડના સુષુપ્ત સ્વાધીન અંતરાત્માને આંચકો મારી જગાવવા માટેના સશસ્ત્ર બળવાના બળવાખોરોના એક પૂરા અવશેષ ડી' વેલેરાએ બ્રિટીશ સિંહ સાથે પોતાની રોમાંચક મરણબાથ ભીડવા માંડી હતી.

## ૧૬ : શ્રી સુભાષચંદ્ર બોઝ

એક તરફથી સુભાષ બાજુ પોતાની ચિત્તવૃત્તિને સ્થિર કરીને સ્વાધ્યાય આગળ વધારી રહ્યા હતા અને બીજી બાજુએ ચિત્તવૃત્તિને ડોળી દે એવા બનાવો બનતા હતા એક પછી એક બનાવ અંતરમા કોતરેલી પિતાની ને મોટાભાઈની શિખામણને ભૂંસી નાખતો હતો

મહાયુદ્ધ જિતાયુ ને જગત ઉપર ન્યાયનુ શાસન સ્થાપવા માટે લડવામા આવેલા કહેવાતા યુદ્ધમાથી વર્સેલ્સની સિન્ધિઓર શેતરંજ ઉપાડી થઈ બ્રિટિશ સરકારે લડાઈ દરમિયાન જે જે પવિત્ર વચનો આપ્યા હતા, એ તમામનો એમા છડેચોક ભગ થયો હતો આરબોનો દ્રોહ કરીને એ બહાદુર કોમને એકત્ર કરવાને બદલે નાનુ રાજ્યોની વચ્ચે વહેચી નાખવામા આવી ને એમના માદરેવતનને લૂંટીને યહૂદીઓને આપી દેવામા આવ્યુ

ઇટાલિના સિનોર મુસોલિનિએ ડી' વેલેરાના રાજકીય વ્યૂહનો પોતાની મૂડીવાદી સ્વાર્થસિદ્ધિમા અજબ સફળતાથી કાર્યસાધક ઉપયોગ કર્યો ડી વેલેરાની સ્થાપિત સરકારની સમાંતરે પ્રજાકીય સસ્થા સ્થાપવાની રાજકીય ચાલ જેમ આયર્લેન્ડમા તેમ ઇટાલિમા પણ સંપૂર્ણ સફળ બની

હિન્દને, મહાયુદ્ધમા ઇગ્લેન્ડની કરેલી મદદના બદલામા રોલેટ એક્ટ અને જલિયાવાળા બાગની બક્ષિસ મળી આ બે બક્ષિસો જેમ હિન્દની જવામર્દીનુ અપમાન કરતી હતી, તેમ મોન્ટેગ-ચેમ્સફર્ડની દ્વિમુખી સુધારા-યોજના દ્વારા હિન્દની બુદ્ધિનુ પણ એટલુ જ અપમાન કરવામા આવ્યુ

(શ્રી સુભાષ બોઝ ઈ સ ૧૯૨૦ ના માર્ચ માસમા આઈ સી એસ ની પરીક્ષા પસાર કરી ચોથે નબરે એ પસાર થયા)

પરીક્ષા પસાર કર્યા પછી વહીવટી કામકાજની તાલીમ લેવા માટે એ. વર્ષની મુદત રાખવામાં આવી છે એ એ. વર્ષમા પણ

સુભાષે જગતભરમાં સત્તાની જોરતલબી સામે માનવજાતના જાગ્રત થતા અંતરાત્માના દર્શન કર્યા.)

ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાંસ અને જાપાનનાં ગઝ્નીના એક સામટા જુદા જુદા ચાર મોરચા ઉપરથી થતા લશ્કરી આક્રમણોનો સોવિયેટ રશિયાએ સફળ સામનો કર્યો. ને આ શાહીવાદી અકાંડ તાંડવ સામેના એક સફળ સોવિયેટ સરદાર તરીકે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી મહાસભાના વિભાગી પ્રમુખ એમ. એન. રોયનું નામ મશહૂર બનેલું સુભાષે સાંભળ્યુ,

સર્વ સ્થળેથી પરાધીન પ્રજાઓ પોતાના બની બેઠેલા શાહીવાદી માલિકો સામે માથું ઊંચકતી થઈ હતી. ઇંગ્લાંડનુ સમર્થ પીઠબળ ધરાવનાર ગ્રીસને નવજુવાન તુર્કોએ પરાસ્ત કર્યું. રીફોએ સ્પેનીશ સરમુખત્યારી સામે માથુ ઉઠાવ્યું. પેલેસ્ટાઈનના આરબોએ પણ બ્રિટિશ મતલબને વશ થવાનો ઇનકાર કર્યો. મિસર પણ સળવળી રહ્યુ.

અને હિન્દ!

હિન્દે શાહીવાદી દગલબાજીનો મરદાનગી ભર્યો જવાબ આપવાની કમર કસવા માંડી હતી. ઇ. સ. ૧૯૨૦ના ઑગસ્ટ માસમાં લોકમાન્યનુ અવસાન થયુ અને અસહકારનો આદેશ થયો. હિન્દભરના જાણીતા વકીલોએ વકીલાત છોડી. બંગાલના સુપ્રસિદ્ધ વકીલ બેરીસ્ટર ચિત્તરંજનદાસે પોતાની વકીલાત મૂકી દીધી હતી. દાસબાબુની આવક ને એનુ ખરચ હજારોને હિસાબે ગણાતુ. ભારે દેવાના બોજામાથી એમણે કુટુંબને તાર્યું હતુ એમની સામાજિક પ્રતિષ્ઠા, રાજકીય લાગવગ અને જાહેર મરતબો ઘણાં ભારે હતાં.

આવા બંગાળી પુરુષને પોતાની જીવનકમાઈને ત્યાગી, નવીજ સાધનાને પંથે વળતો જોઈને વતનથી હજારો જોજન દૂર બેઠેલા સુભાષ બાબુની છાતી ગજ ગજ ઊછળી રહી. આવતી અમલદારીના ઘેનમાં એમની સૂતેલી ધર્મભાવના ફરીને જાગ્રત બની. ચાર વર્ષ

દરમિયાન જગતની રંગભૂમિ ઉપર એનાઈગોના શાહીશાહી મતલબ ને વેપારી લૂંટના માનવમહાગના નાટકને એમણે નવી આંખે વાંચ્યુ જે દિવસે દાસબાબુ ॥ મહાત્યાગના વર્તમાન સાંભળ્યા, તે દિવસે સુભાષે આખો દિવસ સ્વામી વિવેકાનંદના ગ્રંથોના પુનર્વાચનમાં વીતાવ્યો વિવેકાનંદની 'મા'ને એમણે તે દિવસે એના ખરા, રૂક્ષ અને દરિદ્ર વેશમા જોઈ અને તે જ દિવસે એમણે દાસબાબુને પહેલો પત્ર લખ્યો આ પત્રવ્યવહાર ઈ સ ૧૯૨૧ ના ફેબ્રુઆરી માસ સુધી ચાલ્યો

(અને ઇ સ. ૧૯૨૧ ની સાલના ફેબ્રુઆરી માસમાં, વહીવટી તાલીમનુ વર્ષ લગભગ પૂરું થવા આવ્યુ હતુ અને નિમણૂકોની જાહેરાતને એકાદ માસ બાકી હતી ત્યારે, શ્રી સુભાષ બાબુએ આઈ સી એસ માથી રાજીનામુ આપ્યુ.)

કેમ્બ્રીજ વિદ્યાપીઠની બી એ ની પરીક્ષા માર્ચ માસમાં પસાર કરીને એપ્રિલ માસના આરંભમા શ્રી સુભાષ બાબુ માદર વતન આવ્યા

પિતાની મોટી આશાઓ ધૂળ મળી હતી પિતાને અસહકારનો માર્ગ સમજાતો નહોતો, પરંતુ પુત્રે પસંદ કરેલા રાહ તરફ એમણે ન તો કાંઈ રોષ બતાવ્યો, ન કાંઈ અસંતોષ બતાવ્યો

આ સબંધી પિતા-પુત્રને કશી જ વાત નહિ થયેલી એમ નહિ. વાત થયેલી પરંતુ પિતાનુ રાજકારણ જેટલુ સવાલ હતું એટલું દૃષ્ટિબિન્દુ સવાલ નહોતું, તેમ જક્કી પણ ન હતું

પિતાએ તો કહ્યું 'નાનપણથી મે તમને કેળવણી આપી છે —કડણ શરીરના અને નિર્ભય મનના થવાની કેવળ ત્યાગ ખાતર ત્યાગ જેમ મને નથી સમજાતો, તેમ કેવળ અમલદારી ખાતર અમલદારી પણ મને નથી સમજાતી તમે તમારે રસ્તે જાઓ માત્ર મને

એમાં જોરજુલમથી ખેંચશો નહિ. તમે જે રસ્તે જાઓ છો એ રસ્તે જતાં ભાંગી પડશો નહિ, મારી તમને એટલી જ ભલામણ છે. મારી આશા તમે ભાંગી એનો મને રંજ નથી. પણ જે દિવસે મારી ઇજ્જત તમે ભાંગો તે દિવસે મને મોઢું બતાવશો નહિ !'

જીવનની નવી વાટને પહેલે પગલે પિતાનો આ આદેશ હતો ને એ આદેશે સુભાષનાં રાજકીય જીવનમાં કેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એ તો સુભાષનું રાજકીય જીવન પોતે જ સાફ સાફ બતાવી આપે છે.

## ૪. દાસબાબુના શિષ્ય

અસહકારનો આરંભ થયો. દેશભરમાં ઉત્સાહની પ્રચંડ ભરતી ચઢી. 'એક વર્ષમાં સ્વરાજ્ય'ની ગાંધીજીએ ઉઠાવેલી ઘોષણા દેશભરમાં ગાજી ઊઠી હતી. એ ઘોષણાએ સ્ત્રીઓના અંગ ઉપરથી આભૂષણો ઉતરાવ્યાં હતાં. પુરુષોના અંગ ઉપરથી વિલાયતી સાજ ઉતરાવ્યા હતા. વિદ્યાર્થીઓ પાસેથી શાળાઓ છોડાવી હતી. સ્થળે સ્થળે ચરખાઓ ગૂંજવા માંડયા હતા. વિલાયતી વસ્ત્રોની હોળીઓ થતી હતી. પીઠાં ઉપર પીકેટીંગ મૂકયાં હતાં. વિલાયતી માલનો બહિષ્કાર કરાવ્યો હતો. શહેરે શહેરમાં રાષ્ટ્રીય વિદ્યાલયો સ્થપાયાં હતાં. ઉત્તર ધ્રુવના હિમપ્રદેશમાં મહિનાઓની ઘનઘોર કાલરાત્રી પછી ઉદય પામતા સૂર્યની ઉષા જેમ ગોળ ઘૂમતી ફરે, તેમ ગાંધીજી દેશભરમાં ઘૂમી રહ્યા હતા અને દેશની પ્રજામાં નવા પ્રાણ, નવી ભાવના, નવી હામ અને નવા સંસ્કાર જગવી રહ્યા હતા. ને દુકાળથી તપેલી ધરતી જેમ નવા મેહનું પાણી પીએ, તેમ સેંકડો હજારો માણસ એના એકેક બોલને પી રહ્યું હતું બારડોલીની નાકરની લડતના ભણકાર હિન્દમાં ગાજી રહ્યા હતા, ને એ ભણકાર ગઈ કાલના નોકરી શોધતા જુવાનમાં યુયુત્સા જગવી રહ્યા હતા. એ દિવસમાં ગાંધીજી પોતે જ મૂર્તિમંત દેશ બની ગયા હતા.

ગાંધીજી કલકત્તા આવ્યા ત્યારે એમણે એક રાષ્ટ્રીય મહાવિદ્યાલય સ્થાપ્યું હતું. સુભાષબાબુ જ્યારે વિલાયતથી હિન્દમાં આવ્યા ત્યારે દાસબાબુએ એમને આ મહાવિદ્યાલયના આચાર્ય બનાવ્યા.

ઉત્સાહની ભરતી ઉપર ચડતી હતી દેશે રાજકીય લડત માટે ગાંધીજીને કરોડ રૂપિયા આપ્યા હતા. બારડોલીની લડતની ભૂમિકા વધારે ને વધારે નક્કર સ્વરૂપ લેતી જતી હતી દરમ્યાન ઈ. સ.

૧૯૨૧ ની સાલનો અંત આવવા માંડ્યો. અમદાવાદમાં મહાસભા ભરાવાની હતી ને દાસબાબુ એના પ્રમુખ વરાયા હતા.

હવે વાઇસિરાય લૉર્ડ રીડીંગે પોતાના જાહેર ભાષણમાં એકરાર કર્યો તેમ એ 'મૂંઝાયા હતા ને ગૂંચાતા હતા.'

પ્રિન્સ ઑફ વેલ્સની હિન્દની મુલાકાત યોજાઈ હતી અને મહાસભાએ એ મુલાકાતનો બહિષ્કાર ફરમાવ્યો હતો.

આ જ અરસામાં એક ખાનગી પરિપત્ર સરકારી અમલદારોમાં ફેરવવામાં આવ્યો હતો, એ પરિપત્રમાં એમ જણાવવામાં આવ્યું હતું કે 'અત્યાર સુધી દરેક વાતમાં મહાસભાએ પહેલાં પગલાં માંડ્યાં છે. સરકારની સ્થિતિ મહાસભાના હુમલામાંથી જાણે કેવળ બચાવ કરવાની જ બની ગઈ છે, આ પરિસ્થિતિ દિલગીરીભરી ગણાય. સરકાર આક્રમક બને-તે પહેલાં પગલાં ભરી શકે ને મહાસભાને રક્ષણાત્મક સ્થિતિમાં મુકાવું પડે એમ કરવું જોઈએ'

આ પરિપત્રના જવાબમાં હિન્દમાં કેટલેય સ્થળે સરકારી નિગેહબાની નીચે અમન સભા ને ખેડૂત મંડળો ને કામદાર મંડળો ને રાજકીય સભાઓ સ્થપાઈ. આ પરિપત્રના એક શાહીવાદી ફરેબી ફણગા તરીકે સરકારી દૂતો ને સરકારી રહેમ મહાસભામાં ને મહાસભા સમિતિઓમાં ભળવા માંડ્યા.

ને આ જ પરિપત્રના જવાબમાં સરકારના કેટલાક વિનીત મુરીદોએ—જેમાં ડૉ. સર તેજબહાદુર સપ્રુનું નામ પણ જોડવામાં આવે છે—મહાસભાની સંસ્થાઓને ગેરકાયદે જાહેર કરવાનો ને પછી એ સંસ્થાના સભાસદોને જૂથબંધ પકડી લેવાનો રસ્તો બતાવ્યો.

'મૂંઝાયેલા ને ગુંચવાયેલા' લૉર્ડ રીડીંગને તો આંગળી ચીંધવાનું પુણ્ય જ જોઈતું હતું. એમણે બંગાળાના અને પછી યુક્ત પ્રાંતના મહાસભાવાદી સ્વયંસેવક દળોને ગેરકાયદે જાહેર કર્યાં.

સ્વયંસેવક દળોને ગેરકાયદે જાહેર કરવાની સાથે જ દેશબંધુ

દાસે બુલંદ જવાબ આપ્યો : 'મને મારા હાથપગમાં જંજીરો પડી લાગે છે. મારું શરીર જાણે, પરાધીનતાના બોજથી છુંદાઈ જાય છે. હું કહું કે મરું એની કોઈ ચિન્તા ન કરો. આપણી માતા જીવે તો મારા જેવા હજારોનું મૃત્યુ પણ અભિનંદનીય છે!'

આ ગેરકાયદે સંસ્થાની જાહેરાતની સાથે બંગાળ સ્વયંસેવક દળના સેનાપતિ તરીકે સુભાષ બાબુને કેદ કરવામાં આવ્યા ને એમને ૭ માસની સજા ફરમાવવામાં આવી.

આખા દેશમાંથી ત્રીસ હજાર જેટલા અગ્રણીઓ ને સ્વયંસેવકોને કેદ કરવામાં આવ્યા, પરંતુ એથી દેશની કરોડ તો ન તૂટી તે ન તૂટી. હજારો આવવાને તૈયાર હતા. પચીસને પકડવાના હોય તો પચાસ પકડાય. સ્વયંસેવકોને કેદ કરીને પોલીસ-લારી જતી હોય તો એમાં બીજા પણ ચડી બેસે ને ચુપચુપ કેદી બની જાય. પ્રિન્સ ઑફ વેલ્સનો બહિષ્કાર જરા પણ નરમ ન બનતાં વધુ ને વધુ તંગ બનતો ગયો. આ ધરપકડોના મહાકાંડમાંયે સરકારે ગાંધીજીને હાથ નહોતો લગાડ્યો. એક વાર હાથ લગાડવાનાં પરિણામ એણે ૧૯૧૯ માં જોયાં હતાં. ફરી વાર આવા પ્રચંડ જુવાળમાં એમ કરવાને એ તૈયાર નહોતી. કદાચ લશ્કર ફરી જાય, કદાચ પોલીસ ફરી બેસે તો ? ને સરકારના એ ડાબા કે જમણા હાથમાંથી એક પણ હાથ જરાયે કમતરીન નીવડવાની સંભાવના સરખી એને અકલ્પ્ય હતી.

હવે લૉર્ડ રીડીંગે પ્રિન્સની મુલાકાતને સફળ બનાવવાનો બીજો રસ્તો કાઢ્યો. દેશબંધુ દાસ ગેરકાયદે સ્વયંસેવક મંડળના અગ્રણી હોવાને કારણે જેલમાં હતા, ત્યાં એમની સાથે લૉર્ડ રીડીંગે સમાધાનીના સંદેશા ચલાવ્યા. લૉર્ડ રીડીંગની દરખાસ્ત એ હતી કે હિન્દના આગેવાનોની એક નાની ગોળમેજી પરિષદ બોલાવવી, અને એ પરિષદમાં હિન્દના રાજકીય પ્રશ્નોની છણાવટ કરવી. એના બદલામાં ગાંધીજીએ અસહકારને પાછો ખેંચી લેવો ને પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાતનો બહિષ્કાર ઉઠાવી લેવો.

આ દરખાસ્ત ગાંધીજીને પહોંચાડવામાં આવી ત્યારે એમણે બે શરતો મૂકી. એક તો એ કે, હિન્દને સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાની ભૂમિકા ઉપર જ વાતો કરી ને નિર્ણયો કરવા અને બીજી એ કે તમામ ગિરફતાર થયેલા આગેવાનોને છોડી મૂકીને અમને આ પરિષદમાં નોતરવા. લૉર્ડ રીડીંગ પહેલી શરતની બાહેધરી આપી શકે એમ નહોતું ને મૌલાના મહમદઅલી જેને લશ્કરને નાફરમાનીની ઉપદેશના બદલ ભારે લાંબી સજા થઈ હતી તેને છોડવાને નારાજ હતા. આ બે મુદ્દા ઉપર ગાંધીજીએ લૉર્ડ રીડીંગના પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો.

અને તે દિવસથી અસહકાર પરત્વેના દેશભરના સંયુક્ત મોરચાની અનન્ય એકતામાંથી બંગાળનો પક્ષ જુદો પડ્યો–અહીંથી મહાસભાની અંદર દ્વિપક્ષી રાજકારણનો આરંભ થયો.

[સુભાષ બાબુ જેલમાં હતા. દાસબાબુ કરતા પણ એમને ગાંધીજીનો આ અસ્વીકાર ઘણો વધારે ખૂચ્યો. સુભાષબાબુ સ્વભાવે નિર્ભય હતા, ને મહાત્મા ગાંધીજી સાથેનો પોતાનો મતભેદ જાહેર કરતા એ જરાયે અચકાયા નહિ. જે યુગમા ગાંધી–ભક્તિ એ અવિશુદ્ધ રાષ્ટ્રીયતાનુ અનિવાર્ય અંગ મનાતુ હતુ, એ યુગમા રાજકીય નાસ્તિકવાદનુ પોતાને શું મૂલ્ય ચુકવવુ પડશે એનો ખ્યાલ કરવાને પણ એ ન રોકાયા.

સુભાષ બાબુ રાજકીય લડતમા રાજકીય વ્યૂહને પરમ પ્રધાન પદે સ્થાપતા એ એમ માને છે કે સિદ્ધાન્તો એ આદર્શો છે, નવી જાગેલી પ્રજા એકદમ આદર્શને પહોંચી વળી શકે નહિ, તેમ સમસ્ત પ્રજા સમુદાયરૂપે પણ આદર્શને પહોંચી વળી શકે નહિ. એટલે રાજકારણના જેમ જેમ રંગ પલટાતા જાય તેમ તેમ લડતની ભૂમિકા પણ પલટતી જવી જોઈએ. અને આમ પ્રજાએ આઝાદીની આગેકદમમા એક પછી એક મોરચા સર કરતા જવા જોઈએ. એટલા માટે દરેકે દરેક પ્રસંગે રાજકીય નેતાઓએ દૂરના આદર્શમા તત્કાલ મહત્ત્વના સવાલ ભૂલી નહિ જવા જોઈએ અને દરએક પ્રસંગે તત્કાલ

મહત્ત્વના સ્વભાવને દૂરના આદર્શને વિકૃતિ ન આવે એવી રીતે સાચવી લેવા જોઈએ

સુભાષ બાબુની આ રાજકીય માન્યતાને (તકવાદ) તરીકે ઓળખાવનારા ઓછા નથી અને સુભાષ બાબુના રાજકીય જીવન ઉપર તકવાદીનો આક્ષેપ મૂકનાર પણ ઓછા નથી પરંતુ તકવાદી રાજકારણ હંમેશા અંગત ઈચ્છા, મહેચ્છા ને ઉત્કર્ષને જુએ છે વ્યક્તિગત મહત્તા સામે પ્રજાકીય ઉત્કર્ષ તકવાદીની નજરમાં ગૌણ બને છે સુભાષ બાબુ આ પ્રકારના તકવાદથી પર હતા એમના રાજકારણને જો તકવાદી કહેવામાં આવતું હોય તો તકવાદની વ્યાખ્યા જ નવી જોઈશે કેમકે સુભાષ બાબુની રાજકીય દૃષ્ટિ તો પ્રજાના ઉત્સાહને વધારવા ખાતર, પ્રજાને સંગઠિત કરવાને ખાતર રાજકીય નેતાઓએ નાનપ વહોરવી પડે તો પણ વહોરી લેવી જોઈએ એમ માને છે

આ દૃષ્ટિથી સુભાષ બાબુનો મહાત્મા ગાંધીજી સાથેનો વિરોધ બરાબર સમજાય છે, સુભાષ બાબુ ઉઘાડી આંખે ફરતા હતા, ને પોતાના કાન ઉઘાડા રાખતા હતા એમણે જોયું હતું કે પ્રજાનો ઉત્સાહ પ્રચંડ છે, પરંતુ એ ખૂબ અવ્યવસ્થિત છે ઘણે સ્થળે અનધિકારીઓ મહાસભા મંડળોમાં પેસી ગયા છે ને ઘણે સ્થળે સરકારના ગુપ્ત દૂતો કજિયા દલાલીનું કામ કરવા લાગી ગયા છે, આવા કાળમાં જો લડતને થંભાવી દેવામાં ન આવે અને પ્રજાકીય ઉત્સાહને વ્યવસ્થિત કરવામાં નહિ આવે તો આ લડતના પ્રત્યાઘાતનું પરિણામ પ્રજાને માટે ઘણું બૂરું આવશે અને નોકરશાહીનું અભિમાન ઘણું ઊંચું ચઢી જશે. લડતને વગર શરતે એમ ને એમ થંભાવી દેવાથી પણ પ્રજા હતવીર્ય થાય, એને બદલે ઉપાડેલી લડતનું કંઈ પણ પ્રત્યક્ષ પરિણામ બતાવવામાં આવે તો લોકોને પોતાની તાકાતનું ભાન અને માપ બન્ને આવે અને વ્યવસ્થાની જવાબદારીનો પણ ખ્યાલ આવે

એટલે સુભાષ બાબુ માનતા હતા કે ગાંધીજીએ લોર્ડ રીડીંગની

દરખાસ્ત સ્વીકારી લેવી જોઈતી હતી. લૉર્ડ રીડીંગની દરખાસ્ત સાફ દિલની ન હતી, એ વિષે તો સુભાષ બાબુના દિલમાં કશો જ ભ્રમ ન હતો, પણ શાહજાદા પ્રિન્સની મુલાકાતને હેમખેમ પાર ઉતારવા માટે જ હતી. પણ જો ગાંધીજીએ એટલું સમજીને પણ દેખતી આંખે ગોળમેજી પરિષદ સ્વીકારી હોત, તો ગાંધીને બહુ જ માનભરી રીતે અને પ્રજાનો ઉત્સાહ જરા પણ ઓછો થવાને બદલે વ્યવસ્થાની જવાબદારી વધારે સમજતો અને એ રીતે બારડોલીની ના-કરની જાહેર કરેલી લડતને સંકેલવાની તક મળત.

આ તક શબ્દ ઘણો ખરાબ છે. સિદ્ધાન્તોની ભૂમિકા ઉપર લડાતી લડતોમાં કોઈ પણ માણસ 'તક' શબ્દનો ઉપયોગ કરે તો એને તત્કાલ સિદ્ધાન્તોને ભોગે તક મેળવવા માગનાર તકવાદી તરીકે ઓળખાવવામાં આવે છે. પરંતુ અધૂરી કે કાચી સમજણ કે ઉતાવળી અજમાયશથી સિદ્ધાન્તો વેડફાતા હોય ત્યારે સિદ્ધાન્તોમાં પ્રજાની શ્રદ્ધા કમી ન થાય એ રીતે સિદ્ધાન્તોને અવ્યવસ્થા, ગેરનિયમન કે ઉતાવળી અજમાયશમાંથી તારવાની તક મળતી હોય તો દેખતી આંખે એ તક ઝડપવી એમાં અજુગતું શું છે?

સુભાષ બાબુએ છેક નવેમ્બર માસની આખરમાં જ દેશબંધુ દાસમાંણુ પામે એવું ભાવિ ભાખેલું કે બારડોલીની લડત ગાંધીજીએ સંકેલી લેવી જોઈએ—ગાંધીજીને સંકેલી લેવી પડશે. ત્યારે તો દેશબંધુ દાસ સારાયે દેશમાં વ્યાપી રહેલા બારડોલી-જ્વરની અસર નીચે હતા ને એમણે એ વાત હસી કાઢી હતી.

અને વાત હસી કાઢે એવું જ હતું. અસહકારના આરંભ વેળાએ ગાંધીજીએ સ્થળે સ્થળે એક વર્ષમાં સ્વરાજ્ય લેવાની પ્રજાકીય તાકાતની વાત કરી હતી. એ તાકાતને સીધી લડતની કસોટીએ કસવાને માટે પણ એમણે પોતાની તૈયારી બતાવી હતી. એ માટે એમણે

## ૨૬ : શ્રી. સુભાષચંદ્ર બોઝ

બારડોલી તાલુકામાં સ્વરાજ્ય મેળવવા માટે ના-કરની લડત ઈ. સ. ૧૯૨૨ ના આરંભ કાળમાં ઉપાડવાની જાહેરાત કરી હતી.

આ જાહેરાતથી જેમ નોકરશાહી ચમકી ઊઠી હતી તેમ પ્રજાકીય યોદ્ધાઓના યુયુત્સુ અંતરો થનગની ઊઠ્યા હતા. સ્થળે સ્થળે બારડોલીની લડતની વાત ચાલી રહી હતી. સુપ્રસિદ્ધ હિન્દી કવિ મહાવીરપ્રસાદે તો બારડોલીની આવતી લડતના યશસ્વી વિજયની આગાહી કરતું એક વીર કાવ્ય પણ લખ્યું હતું. એ કાવ્યની પહેલી લીટી—

'જય પ્રશસ્ત બારડોલી,
'ભારતની જય થરમોપોલી

હિન્દને ખૂણે ખૂણે ગાજી રહી હતી. જુવાન માત્ર પછી તે પંજાબનો હોય કે બંગાળનો હોય, મદ્રાસનો હોય કે મધ્યપ્રાંતનો હોય, પણ માથેથી ટોપી ફેંકી દઈને ખભે બગલથેલો લઈને ભારતની થરમોપોલી થવાને રાષ્ટ્રદેવતા ગાંધીજીએ નિર્માણ કરેલ બારડોલીના રણમેદાન તરફ ચાલી નીકળ્યો હતો.

આ લડતનો સામનો કેમ કરવો એ સરકારને એક જબરો પ્રશ્ન થઈ પડ્યો હતો, ને એણે પણ એક ઘણા જ વિચક્ષણ ને ચાલાક હિન્દી સિવિલિયન મિ. શામદાસાનીને બારડોલી તાલુકાવાળા સુરત જિલ્લાનો કલેક્ટર નીમ્યો. આવા કલેક્ટરે પણ જ્યારે કલેક્ટરીપદ ત્યાગીને બારડોલીની લડતમાં જોડાવાની તૈયારી કરી ત્યારે તો દેશ ભરમાં ઉત્સાહની અવધિ ન રહી. હિન્દના આગેવાનો બારડોલીનાં નજરે દર્શન કરવાને તાલાવેલી ધરાવનારા થયા. સરદાર પટેલ બારડોલીનું થાણું જમાવીને બેઠા હતા. લાલાજી, દાસબાબુ, મોતીલાલ નેહરુ, જવાહરલાલ નેહરુ, બારડોલી આવતા જતા હતા. ને આ બધો પ્રચંડ ઉત્સાહનો ઓઘ જેમના માથાની આસપાસ મૂર્છા ઉપજાવે એવો ચોમેરથી વિંઝાતો હતો એ બારડોલીનો ખેડૂત મનસા વાચા કર્મણા ખુવાર થવાને તૈયાર થઈ ગયો હતો. હિમાલયના ગગનગરવાં શિખ-

રોમાંથી ઊઠતો બારડોલીનો જયનાદ છેક રામેશ્વરના મહાસાગરની ગર્જના સાથે એકાકાર થતો હતો.

આવી લડત—આવી આવી આશા, આવા આપભોગની તત્પરતા અને આવી તૈયારીથી જમાવાતી સાચી લડત મૂકી દેવી પડશે એમ કોઈ કહે એ મનાય કેમ? ને એ મૂકી દેવા માટે મેલી દાનતથી થતી સમાધાનની દરખાસ્ત સ્વીકારીને પ્રજાનો દ્રોહ પણ કેમ થાય? ડિસેમ્બરમાં સુભાષ બાબુ એકલા જ હતા—પોતાની માન્યતામાં. બારડોલીની લડત માટે જોસભેર પ્રચાર કાર્ય થઈ રહ્યું હતુ વિનીત પક્ષ અનુયાયીઓ વિહોણો આગેવાનોનો પક્ષ બન્યો હતો અને એમનો દૂબળો પાતળો અવાજ જાગેલી જનઅસ્મિતાના ઘૂઘવાટામાં ક્યાંય ભૂલો પડીને એમના પક્ષની અંદર જ આમતેમ ફેંકાઈ રહ્યો હતો.

રાષ્ટ્રમાન્ય અગ્રણીઓમાં એક માત્ર પંડિત માલવિયા વિરુદ્ધ હતા—હિન્દના ભૂતકાળના ગૌરવની મૂર્તિ સમા ને હિન્દના ભૂતકાળમાં જ ઠરેલી આંખોવાળા એ વયોવૃદ્ધ રાજપુરુષ જૂનવાણી ધૂમસમાંથી કદી બહાર નથી નીકળી શક્યા. પરંતુ એમની અંતરતમ અંતરમાં રહેલી રાષ્ટ્રભક્તિની તમન્ના અને એમના ચારિત્ર્યની પ્રમાણિકતાએ જનતાને એમના શબ્દોને માટે તો નહિ પણ એમના વ્યક્તિત્વને માટે સદા માન રહ્યું છે. એમને અસહકાર જ આખો સમજાતો નહિ. એ હજી વીસમી સદીમાં આવી જ શક્યા નહોતા, પણ જનતા જે માર્ગે જાય એ માર્ગે જવામાં એમને ધર્મ દેખાયો હતો. પાછળ ઘસડાવાને સદા તૈયાર ને લોકોને આગળ નીકળી જતાં અટકાવવાની બ્રેક તરીકે કામ કરવામાં એ પોતાનો ધર્મ વાંચતા. પ્રજા પોતાની પાછળ ન ચાલે તો પોતે પ્રજાની પાછળ ખેંચાતુ પણ પ્રજાનો સંગ ન છોડવો એટલી પ્રજાભક્તિ એમનામાં હતી. ને પ્રજાએ પણ આજ દિન તક આ બુઝર્ગ રાજપુરુષમાં એ ભક્તિને જ માન આપ્યુ છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉદ્દામ ગણાય એવા બિપિનચંદ્ર પાલ અને સુરેન્દ્રનાથ બેનરજી જ્યારે જાગૃત થયેલી પ્રજા-શક્તિના વિરાટ દર્શનથી છળી જઈને

સરકારની ઓથ ગોવે ત્યારે પણ રાજકીય દૃષ્ટિએ વિનીત મનાય એવા માલવિયાજી પ્રજાને કદી દ્રોહ ન દે પ્રજાને ભોગે કદી મતલબ ન સાધે એમના એ નિર્મળ ચારિત્રે અને એમના શુદ્ધ આપભોગની પ્રતિભાએ માલવિયાજીનું ગજ્રાગણું જ્યારે પ્રજાને નથી રુચ્યું ત્યારે પણ એમના વ્યક્તિત્વને સન્માન્ય માન્યું છે એવા માલવિયાજીના વિરોધની પાછળ લાંબી દૃષ્ટિ હોય એમ તો માનવાને કારણ નથી પરંતુ સાફ દિલ જોર તરીકે કામ કરવાની મનોવૃત્તિ તો દેખાતી જ હતી એમના વિરોધ ઉપર કોઈએ લક્ષ આપ્યું નહિ, તેમ સપ્રુ અને શાસ્ત્રી, સુરેન્દ્રનાથ ને પાલ જે જનતિરસ્કારને પાત્ર થયા એવા તિરસ્કાર પણ એમના તરફ કોઈએ ન બતાવ્યો બારડોલીની લડત જો ચાલે તો એમાં પડ્યા સિવાય માલવિયાજી રહે નહિ, લોકોને એ વિચાર ત્યારેય હતો ને આજ તો કેટલાય અનુભવે વધારે દૃઢ થયો છે

એ માલવિયાજીનો માર્ગ હતો તો કેવળ વિનીતો સિવાય બીજા કોઈએ લડતનો વિરોધ નહોતું કર્યું બલ્કે બધા જ એ માટે તનપાપડ થઈ ગયા હતા ત્રીસ હજાર સૈનિકો જેલમાં હતા ને બીજા ત્રીસ હજાર જેલમાં જવાને તૈયાર થયા હતા, ગામેગામમાંથી હાકલ પડે ને બારડોલી પહોંચી જવાને જુવાનો તૈયાર થઈ રહ્યા હતા ગાંધીજી પણ દેશભરમાં પ્રવાસ કરી ગયા હતા પ્રિન્સ ઑફ વેલ્સની હિન્દની મુલાકાતનો બહિષ્કાર સ્થળે સ્થળે સંગીન થતો હતો હડતાલો પડતી હતી છાવણીઓ ઘેર ઘેર મધમાખોની જેમ ગૂંજવા લાગ્યા હતા અનાજમાં ગાડીના પૈડામાં જાણે બારડોલીનો જ ભણકાર ઊઠતો હતો

અને મહાત્મા ગાંધીજીએ લડતનો આરંભ થવાની જાહેર તારીખ ને આગલે દિવસે બારડોલીની લડતને બંધ થવાની જાહેર કરી લડત બંધ કરવાનું કારણ ગાંધીજીએ ચૌરીચૌરાના હુલ્લડ આપ્યું

મહાત્મા ગાંધીજીની મનોદશા, મહાત્મા ગાંધીજીની રીતિનીતિ

અને મહાત્મા ગાધીજીની ચુસ્ત સિદ્ધાન્તની ભક્તિ એ તો એટલા બધાં જાણીતા છે કે એને વિષે આ સ્થળે વિગતવાર ચર્ચા કરવાનુ કાંઈ પ્રયોજન નથી. પરંતુ સુભાષ બાબુ આ ઘડીથી તે છેક અંતસુધી મહાત્મા ગાધીજીના વિરોધ પક્ષમાં રહ્યા હતા. એ વિરોધનો મર્મ 'સમજવાને માટે મહાત્માજીની રીતિનીતિ વિષે થોડો ઉલ્લેખ અપ્રસ્તુત નહિ ગણાય.

મહાત્મા ગાધીજી સ્વભાવે, દૃષ્ટિએ અને સિદ્ધાન્તે આમ-જન છે. બુદ્ધિએ વિચક્ષણ વકીલ છે. આ વિરલ સંમિશ્રણ અને દેવોને પણ દુર્લભ એવુ એમનું સર્વાંગ અણીશુદ્ધ ચારિત્ર્ય એ આમ-જનતા ઉપરના એમના કાબૂ માટે મુખ્યત જવાબદાર છે

મહાત્માજી આમ-જનને સચોટ સમજી શકે છે. એનાથી શું થશે, શું નહિ થાય, શુ કરાવી શકાશે ને શુ નહી કરાવી શકાય એની એને હૈયાઉકલત છે. ક્યારે આરંભ કરવો ને ક્યારે અટકી જવુ એ એને સૂઝી જાય છે લોકોની નાડ એના હાથમા છે, પછી એને એ દલી-લોના વાઘા પહેરાવે છે. આ કારણે એમના કોઈ કોઈ કથનમા ઉપલક નજરે જોનારને વિરોધાભાસ પણ લાગે છે દાખલા તરીકે બારડોલીની લડત બધ કરવાના કારણમા એમણે ચૌરીચૌરાના હુલ્લડને આગળ ધર્યું હતું અને કહ્યુ હતું કે એક પણ સ્થળે જરા સરખુ પણ છમકલુ થાય એ લડતને શોભા આપનાર નથી. એટલે જ્યા સુધી દેશના કોઈ પણ સ્થળે જરા સરખુયે છમકલુ નહિ થાય એની પતીજ ન પડે ત્યાં સુધી બારડોલીની લડત પાછી ખેંચી લેવી જોઈએ.

આની સામે ઈ. ૧૯૩૦ મા એમણે અવિનય ભગની લડતને ચાલુ કરતાં પહેલા કહ્યુ હતુ તે જોઈએ. એમણે કહ્યુ હતુ 'દેશમાં ગમે ત્યાં છૂટાછવાયા તોફાનો કે હુલ્લડો થશે તો પણ સત્યાગ્રહની લડત બધ પડશે નહિ.' આ બે એક જ પ્રકારની લડતની પરિસ્થિતિ પરત્વેના સ્પષ્ટ રીતે વિરોધી કથનોની વચમા અજબશક્તિની ગાધીજીની હૈયાઉકલત પડી છે એ વસ્તુ કોઈએ ન ભૂલવી ઘટે.

ગાંધીજીની સિદ્ધાન્ત-ભક્તિ તેમને કોઈ પણ પ્રકારના સાધનો કે અવસરોનો લાભ લેવા નથી દેતી (મહાત્માજીને એ જાણતું રાજ કારણ નથી ગમતું એ દુશ્મનો ઉપર શેતરંજની ચાલબાજીની વાત નહિ પણ આત્મબળની વાત માગે છે) પ્રજાની સ્વાધીનતા કરતા પણ પ્રજાની અસ્મિતા એમને વધારે પ્રિય લાગે છે અગર જો લડત બંધ કરવી પડે તો લડત ચલાવી શકવાની આપણી અશક્તિ બતાવીને જ બંધ કરવી જોઈએ એમ એ માગે કે પોતાની અશક્તિ નહિ સ્વીકારવાથી પ્રજામાં કેટલો પ્રત્યાઘાત આવશે એનો એ વિચાર નથી કરતા વિજયનો સંગ્રામ ખેડવા માગતી પ્રજાએ પરાજયનો સંગ્રામ પણ નિખાલસ સ્વમાનથી ખેલતા શીખવું જોઈએ, એ એમનો આગ્રહ છે

આ સામે સુભાષ બાબુની રાજકીય નીતિ ને રાજકીય દૃષ્ટિ એકદમ વિરોધી છે સુભાષ બાબુ બરાબર રીતે રાજકીય વ્યૂહમાં માને છે ગાંધીજી વિરોધીઓના હૃદય હરવા માગે છે ત્યારે સુભાષ એમના હાથમા રહેલી સત્તા જીતવામાં માને છે સુભાષ બોઝના રાજકીય તત્ત્વજ્ઞાનનો સાર એ છે કે વિરોધી જ્યારે પણ પગલું ચૂકે ત્યારે એનો પૂરો લાભ ઉઠાવવો, જેટલા મોરચા જિતાય એટલા જીતી લેવા અને ત્યાંથી લડત આગળ ચલાવવી જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે પીઠ પાછળની સ્થિતિ સદ્ધર કરવી, વિરોધીઓને મૂંઝવવા, પ્રજાને પ્રત્યાઘાતની અસરમાંથી ઉગારી લેવી રાજકીય લડતનો અનિવાર્ય દારૂગોળો પ્રજાનો ઉત્સાહ એના આતશને કદી ન બુઝાવા દેવો આમ લડતમા પણ જ્યાં જ્યાં બુદ્ધિની લડતને અવકાશ હોય ત્યાં ત્યાં એ અવકાશનો લાભ લેવો

લોકમાન્ય તિલકની પણ આવી જ દૃષ્ટિ હતી પરંતુ લોકમાન્ય તિલક અને સુભાષબાબુમા મહત્ત્વનો ફેર એ છે કે જ્યારે લોકમાન્ય સરકારી સંસ્થાઓમા સહકારની શરતે દાખલ થઈને સરકારને થકવવા

માગતા હતા, ત્યારે સુભાષ બાબુ-સરકારની સમાંતર સંસ્થાઓ ઊભી કરવા માગે છે. (સમાંતર સંસ્થાઓ વિષે આગળ જોઈશું.) આપણે મહાત્મા ગાંધીજી અને સુભાષબાબુના માનસિક ઘડતર અને રાજકીય દષ્ટિ વચ્ચેના મૂળ મતભેદને જોયા, પછી હવે પાછા બારડોલીની લડત ઉપર આવીએ.

બારડોલીની લડત બંધ થઈ એટલે દેશમાં એકદમ જબ્બર થડકારો આવી ગયો. બારડોલીની લડત સંકેલી લેવાની સાથે સર્વ પ્રકારના લડાયક કાર્યક્રમને બંધ રાખીને દેશને રચનાત્મક કાર્યક્રમનો આદેશ અપાયો ને દેશભરમાં જાણે ભીષણ પરાજયની મૂર્છા આવી ગઈ.

આજ જ્યારે એ મૂર્છા વળી છે અને આપણે એ વહી ગયેલા યુગને અને લડ્યા પહેલાં હારી ગયેલા જુદ્ધને તટસ્થતાથી અવલોકી શકીએ છીએ, ત્યારે એમ કહી શકીએ છીએ કે મહાત્મા ગાંધીજીનું બારડોલીની લડતને સંકેલી લેવાનુ પગલુ એ સાચું જ પગલું હતુ. પ્રજામાં ઉત્સાહની કમીના નહોતી, પરંતુ ઠંડા લોહીની જે વજ્ર જેવી તાકાત જોઈએ એ એનામાં નહોતી. લડત હારી જ જાત ને પ્રજા સમસ્તને હારનાં ભયાનક પરિણામો ભોગવવાં પડત. લડતના ઉત્તર ભાગમાં ઘણા ચરિત્રહીન માણસો મહાસભામા પેસી ગયા હતા અને ઘણા કજિયા-દલાલો પણ પીઠ પાછળથી ખજર મારવાને લાગ જોતા બેઠા હતા. સરકાર સાથે તાકાતી મિલાવટ કરવાને માટે પ્રજાને હજી વધારે અગ્નિપરીક્ષા કરવાની જરૂર હતી.

પરંતુ એ કાળે તો જ્યારે પ્રત્યાઘાતના પૂર ચડ્યાં હતા એનાં કરતાં વધારે વેગથી ઓસરવા માંડ્યાં હત, ત્યારે કોઇને આ વાત સમજાય એમ ન હતી લોકોને પોતાની કમતાકાતનો ખ્યાલ આવે એના પહેલાં ગાધીજીની કમતાકાતનો ખ્યાલ આવ્યો. ક્યાંક ક્યાંક તો ગાંધીજીએ લોકોને છેતર્યા હોવાનો પણ એમના ઉપર આક્ષેપ મુકાયો. ઘરમાંથી રેંટિયા ગયા. અંગ ઉપરથી ખાદી ઊતરી ગઈ

સ્થળે સ્થળે ગાંધીજીએ કરેલી 'હિમાલય જેવડી ભૂલ'ની ચર્ચા થવા માંડી સીધી લડતમાં તો પ્રજાકીય તાકાતથી કોઈ પણ નેતા એકલો આગળ ન જઈ શકે, એ દીવા જેવી ચોખ્ખી વાત એ કાળે જાગેલી રોષની મૂર્છામાં કોઈને યાદ ન રહી—યાદ ન આવી

બારડોલીની લડત સંકેલાઈ ને સરકારને પહેલી વાર 'પહેલું આક્રમણ' કરવાની તક મળી એક સવારે ગાંધીજીને ગિરફતાર કરવામાં આવ્યા ને એમને ૭ વર્ષની સજા ફરમાવવામાં આવી

ને મૂંઝાયેલા ને ગૂંચવાયેલા વાઇસરૉયે ગાંધીજી ઉપર જેલના દરવાજા બંધ થતા તા ૧૪મી માર્ચ સને ૧૮૨૨ના રોજ મુક્તિનો દીર્ઘ શ્વાસ મૂક્યો

## ૫. ફરી જેલમાં

**બારડોલીના** નિર્ણય ઉપર મહાસભા સમિતિમાં કાંઈ ઓછો વિરોધ નહોતો ઊપજ્યો. પંડિત મોતીલાલ નેહરુનો પત્ર સમિતિમાં વંચાયો હતો. એમાં એમણે લખ્યું હતુ કે, 'ધારો કે કેપ કામોરીનના એક ગામડામાં હુલ્લડ થાય એમાં હિમાલય પાસેના ગામમાં લડત શરૂ ન કરવી એ ન્યાય મને સમજાતો નથી!' લાલાજીએ જેલમાંથી લખ્યું હતું કે, 'ચૌરીચોરાને બાદ કરો. ગોરખપુર જિલ્લાને બાદ કરો પણ બીજે સ્થળે લડત ચલાવવામાં કોઈ વાંધો શા માટે હોવો જોઈએ?' બીજા પણ પત્રો આવ્યા હતા. પણ મહાસભા સમિતિએ બધા કાગળો દફતરે બાંધતાં અભિપ્રાય નોંધાવ્યો કે, જેલમાં ગયેલા આગેવાનો બહારની રાજકીય પ્રવૃત્તિને દોરવાનો દાવો કરે એ વ્યાજબી નથી.

ડૉ. મુંજેએ ગાંધીજી સામે અવિશ્વાસનો ઠરાવ પેશ કર્યો, પણ એ ઊડી ગયો. આમ મહાસભા સમિતિએ ગાંધીજીનાં પગલાંને બહાલી આપી. વ્યક્તિગત સવિનય ભંગની છૂટ આપી અને પછી હિસાબી તપાસના કામમાં ગુંથાઈ ગઈ.

દરમિયાન છ માસની સજા ભોગવીને સુભાષ બાબુ જેલમાંથી છૂટયા. એમણે જાહેર રીતે ગાંધીજીને બારડોલીની લડત સંકેલી લેવાના કાર્યને અનુમોદન આપ્યું, પરંતુ લડત સંકેલી લેવાની રીતનો ભારપૂર્વક વિરોધ કર્યો. એમણે લૉર્ડ રીડીંગની ગોળમેજી દરખાસ્તનો ગાંધીજીએ કરેલો અસ્વીકાર એટલા જ ભારપૂર્વક વિરોધને પાત્ર ગણ્યો.

સુભાષ બાબુ જાણતા હતા કે લૉર્ડ રીડીંગની ગોળમેજીની દરખાસ્ત કાંઈ સાફ દાનતની દરખાસ્ત નથી. એ ગોળમેજી કશું કામ કરી શકવાની ન હતી એ પણ એ જાણતા હતા, પરંતુ એમની નેમ

વાઈસરૉયની જરૂરતમાંથી જે અવસર જાગતો હતો એ અવસર સાચવી લઈને પ્રજાને બારડોલીના પ્રત્યાઘાતની મૂર્છામાંથી ઉગાર-વાની હતી. વાઈસરૉયની ગોળમેજીની દરખાસ્ત તો પ્રિન્સ ઑફ વેલ્સની હિન્દની મુલાકાત દરમિયાન મહાસભાનો અસહકાર ઉઠાવી લેવાની હતી. મહાસભા બહિષ્કાર ઉઠાવી લે ને શાહજાદાનો પ્રવાસ સાંગોપાંગ ઊતરી જાય પછી ગોળમેજીને લાત મારીને દૂર હડસેલી દેતાં વાઈસરૉયને શીખવવું પડે એમ ન હતું. એમ છતાં સુભાષબાબુ ગાંધીજીએ એ દરખાસ્ત સ્વીકારી લેવી જોઈએ એમ કહેતા હતા.

સુભાષ બાબુએ જોયું હતું કે ગાંધીની સમક્ષ તત્કાલ મહત્ત્વનો મુદ્દો બારડોલીની લડતને સંકેલી લેવાનો અને પ્રજાને એના પ્રત્યાઘાતમાંથી તારી લેવાનો હતો. 'સંપૂર્ણ સ્વરાજ્ય' 'સાંસ્થાનિક સ્વરાજ્ય' એ ધ્યેય અવિચળ હતું પરંતુ એનું તત્કાલ મહત્ત્વ ન હતું. તત્કાલ મહત્ત્વ બારડોલીની લડતની જાહેરાત થઈ છે એને વારી લેવાની વાતનું હતું.

એટલે લોર્ડ રીડીંગની ગોળમેજીની દરખાસ્ત ગાંધીજીએ સ્વીકારી લઈને, એ સ્વીકારના પરિણામ તરીકે બહિષ્કાર ઉઠાવ્યો હોત અને સરકાર સાથે ભરાવાની ગોળમેજી પરિષદને કારણે બારડોલીની લડતની મોકૂફી જાહેર કરવામાં આવી હોત તો બારડોલીની લડતની મોકૂફી લોકોની આત્મશ્રદ્ધા ડગાવવાને બદલે વધારે જમાવત.

લોર્ડ રીડીંગની ગોળમેજી પરિષદ એ જેમ મહાસભાની અંદરના દ્વિપક્ષી રાજકારણનું બીજ છે તેમ મહાત્મા ગાંધીજી અને સુભાષબાબુ વચ્ચેના મૂળગત મતભેદને બરાબર બતાવે છે. એ મતભેદમાંથી પાછળ મનભેદ પણ જાગ્યો હતો. સુભાષના સમસ્ત રાજકીય જીવનને સમજવાની એ ચાવી છે, તેમજ આ જુવાન દેશનાયકને હિન્દી સરકાર શા માટે હિન્દુસ્તાનની હદપાર હાંકી કાઢવા મથી રહી હતી એ પણ એનાથી સમજાય છે. એટલે લોર્ડ રીડીંગની ગોળમેજી વિષે આટલું લંબાણપૂર્વક વિવરણ કર્યા પછી આપણે હવે આગળ ચાલીએ.

દેશના ઘણા ખરા રાજકીય આગેવાનો જેલમાં હતા. ને જેઓ જેલમાં નહોતા એમને જાણે અકાળ વૃદ્ધાવસ્થા લાગી ગઈ હતી. લોકગણમાં ભારે નિરાશા વ્યાપી રહી હતી. રાષ્ટ્રની છાતી ભાંગી ગઈ હતી, અને એ ખરી બીકને સમયે મહાત્મા ગાંધીજીનું અખિલ રાષ્ટ્રીય નેતૃત્વ લેવાને કોઈ આગેવાન આગળ ન આવ્યા.

મહાત્મા ગાંધીજીની ગાદી ખાલી રહી. રાજકારણમાં મુખ્ય આગેવાનની ગાદી ખાલી પડે એ વીરલ પ્રસંગ છે. મુખ્ય આગેવાન શેષ રાષ્ટ્રથી કેટલી બધી લાંબી મજલ આગળ નીકળી ગયો હતો એ એ બતાવે છે. પરંતુ જ્યાં સુધી આખું ફ્રાંસ નાના નેપોલિયનોથી ઊભરાય નહિ ત્યાં સુધી મહાન નેપોલિયન દિગ્વિજય કરી શકે નહિ, તેમ જ્યાં સુધી આખી મહાસભા નાના ગાંધીઓથી ભરાય નહિ ત્યાં સુધી મહાન ગાંધીજી એકલા કાંઈ ન કરી શકે. મહાન ગાંધીની ગિરફતારીએ અનેક તો શું પણ એક પણ છોટા ગાંધીની ગેરહાજરી બતાવી આપી. માળાના મેર વિખરાય તેમ પ્રાંતો વિખરાવા માંડ્યાં. તાજી સાધેલી રાષ્ટ્રીય એકતાના પ્રતીકસમા રહ્યા માત્ર બે-રાજદ્રોહના મુકદ્દમા અને જેલના દરવાજા.

સુભાષબાબુએ પોતાની આસપાસ નજર નાંખી. એમને લાગ્યું કે રાષ્ટ્રના જીવનમરણનો મુખ્ય પ્રશ્ન અત્યારે પ્રજાના બુઝાવા માંડતા ઉત્સાહને ફરીને સતેજ કરવાનો છે. મહાસભાની ઇજ્જતનો સવાલ પણ તત્કાલ એટલો મુખ્ય નહોતો. લોકોને પોતાનામાં તાકાત છે એનાથી પણ સભાન કરવા, લડત ચાલુ જ છે એનો ખ્યાલ આપવો અને એમનામાં ફરીને યુયુત્સા અને વિજિગિષા ઉત્તેજિત કરવી એ આજે નહિ તો કાલે મહાસભાને બળ અને ઇજ્જત બન્ને આપશે. એમણે ચોપાસ નજર નાંખી જોઈ, ને એક વર્ષ પછી પ્રાંતીય ધારાસભાઓની આવતી ચૂંટણીઓ જોઈ.

એ જ અરસામાં કલકત્તાના સુધારેલા મ્યુનિસિપલ કાયદા મુજબ

નવી મ્યુનિસિપલ ચૂંટણી પણ એમના લક્ષમાંથી બહાર ન ગઈ કલકત્તા કોરપોરેશન જો સર કરવામાં આવે તો મહાસભાએ એક જબરી સ્થાનિક સંસ્થા હાથ કરી કહેવાય ને હિન્દના બીજા પ્રાંતોમાં પણ અનુકરણીય મનાય મહાસભાએ ધારાસભાનો બહિષ્કાર કર્યો હતો, પણ હવે તો જ્યાં અસહકાર જ નહોતો ત્યાં ધારાસભાનો બહિષ્કાર ખાસ અર્થવાળો ન હતો હિન્દભરમાં જો મહાસભાવાદીઓ એ ચૂંટણીઓ લડે તો દેશભરમાં જબરી રાજકીય સચેતના લાવી શકાય. ને મહાસભા પોતાની પીઠ સુવ્યવસ્થિત કરે ત્યાં સુધી લોકોનો ઉત્સાહ ટકાવી શકાય. એટલે ઈ. સ. ૧૯૨૨ના ઓગસ્ટ માસમાં જ્યારે દેશબંધુ દાસ છૂટયા ત્યારે સુભાષબાબુએ એમના હાથમાં સ્વરાજ્ય પક્ષની અને કલકત્તા મ્યુનિસિપલ મહાસભા પક્ષની યોજનાઓ મૂકી

દાસબાબુ પોતે પણ પોતાના જેલવાસ દરમિયાન આવો જ નિર્ણય કરી ચૂક્યા હતા

દેશ આખો દાસબાબુના છૂટવાની રાહ જોઈ રહ્યો હતો જેલમાં એમની તબિયત નાદુરસ્ત થયાના સમાચારે સર્વત્ર ચિન્તાનું કારણ આપ્યું હતું ગાંધીજીની ગેરહાજરીમાં પ્રાંતીયતા રખડવા ના ધોરી માર્ગને ઠેકાણે ઠેકાણે કાપતી હતી ગુજરાત અને મદ્રાસના પ્રાંતો મહાસભા સમિતિથીયે વધારે જોરદાર બનતા જતા હતા આવા અવસરે દાસબાબુ ગાંધીજીની ખોટ પૂરશે અને દેશને દોરશે એવી આકાંક્ષા સર્વ કોઈ રાખતા હતા આ આકાંક્ષાએ શ્રી દાસ હજુ જેલમાં હતા ત્યારે જ લોકોએ એમને દેશબંધુનું બિરુદ આપી દીધું હતું આગામી ગયાની મહાસભાના પ્રમુખ તરીકે પણ એમની જ વરણી થયેલી

પરંતુ દેશબંધુ દાસે તો જેલમાંથી બહાર નીકળીને પહેલા જ જાહેર ભાષણમાં ગાંધીજીની બારડોલીની લડત સંકેલી લેવાની રીતિ નીતિનો ઘણો જ સખ્ત વિરોધ કર્યો. લોર્ડ રીડીંગની ગોળમેજી પરિ

ખાસ્ત ન સ્વીકારવામાં ગાંધીજીએ હિમાલય જેવડી ભૂલ કરી એમ પણ એમણે કહ્યું અને ધારાસભાની અંદર મહાસભાએ પ્રવેશ કરીને સતત વિરોધનું વલણ અખત્યાર કરવાનો અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો વધારે મક્કમ કબજો લેવાનો અનુરોધ કર્યો.

ગાંધીજીની ગેરહાજરીમાં ગાંધીજીના કાર્યક્રમની આંકેલી રેખાઓમાં આવો મૂળગત ફેરફાર ચુસ્ત ગાંધીવાદીઓને બિલકુલ ન રુચ્યો. મહાસભાના વરાયેલા પ્રમુખની જાહેર થયેલી વલણનો સામનો કરવાને એમણે સખત જહેમત ને પૂરતી કાળજી બતાવી. ધારાસભાઓના ઓઘ નીચે ગાંધીવાદને દટાઈ જતો બચાવવાનું કામ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારીએ લીધું. અને શ્રી. વલ્લભભાઈ પટેલ અને ડૉ. પટ્ટાભી સિતારામૈયા જેવા વિચક્ષણ મહાસભાવાદી કાર્યકરે એમને પૂરો સાથ આપ્યો. આની સામે સ્વરાજ્ય પક્ષ પણ પોતાના રાહબરો દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ અને શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના નેતૃત્વ નીચે પોતાનું બળ એકત્ર કરવા લાગ્યા.

આ માટે દેશબંધુ દાસને એક દૈનિક અખબારની જરૂર દેખાઈ. શ્રી સુભાષબાબુને એમણે એ કામ સોંપ્યું અને ટૂંક સમયમાં કલકત્તાથી 'ફૉરવર્ડ' પત્ર બહાર પડવા માંડ્યું. શ્રી. સુભાષબાબુ એ અખબારના મુખ્ય વ્યવસ્થાપક થયા.

'ફૉરવર્ડ' પત્ર ઝપાટાબંધ પ્રતિષ્ઠા અને ધંધો બન્ને જમાવવા માંડ્યું. સરકારી કિન્નાખોરી નીચે મરી ગયેલું એ પત્ર કેટલું ઓજસ્વી હતું તે તો એના વાચકો જાણે છે, ને ટૂંક સમયમાં એક દૈનિક અખબારને ધંધાદારી રીતે પગભર કરવામાં શ્રી. સુભાષબાબુને કેટલી જહેમત ઉઠાવવી પડી હશે, એનો અંદાજ હરકોઇ અખબારનવેશને સહેજે આવશે—બીજા કોઈને એ વાત સમજાય એવી નથી.

અગ્નિના તણખા સમું 'ફૉરવર્ડ' સ્વરાજ્યપક્ષની જમાવટ કરવામાં ખૂબ ખૂબ મદદગાર બન્યું. દેશભરમાં 'ફૉરવર્ડ' પહોંચતું હતું ને

'ફોરવર્ડ'ની સાથે દાસબાબુનો પયગામ પણ સચરતો હતો. નાફેર-વાદીઓના વિરોધ છતાં સ્વરાજ્યપક્ષ ભરતી થતો જતો હતો, અને ત્યાં ગયાની મહાસભા આવી પહોંચી.

એ મહાસભાના પ્રમુખ તરીકે દેશબંધુ જ્યારે આવ્યા, ત્યારે પોતાના ગજવામાં બે કાગળો સાથે લેતા આવ્યા હતા. એકમાં હતી સ્વરાજ્યપક્ષની યોજના અને બીજામાં પોતાનું રાજીનામું.

મહાસભાએ મોટી બહુમતીથી નાફેરવાદી પક્ષ સ્વીકાર્યો, અને મહાસભા સમિતિએ થોડા મતોના ફેરે સ્વરાજ્ય પક્ષની યોજનાનો અસ્વીકાર કર્યો. એટલે ગયા મહાસભાની બેઠક પૂરી થઈ ને વળતે જ દિવસે દેશબંધુ દાસે વર્ષભરના પ્રમુખ તરીકેની કામગીરીમાંથી પોતાનું રાજીનામું આપી દીધું. ને ફારગ થયા પછી સ્વરાજ્યપક્ષની સ્થાપના ને જમાવટ કરવામાં એમણે પોતાનું સમગ્ર ધ્યાન પરોવ્યું. શ્રી સુભાષબાબુની એ નવા પક્ષના મંત્રી તરીકે પસંદગી થઈ.

'ફોરવર્ડ'ની જ્વાળા, દેશબંધુ દાસનું સાગગીન વ્યક્તિત્વ, પંડિત મોતીલાલજીની બુદ્ધિ-પ્રભા અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલની વિચક્ષણતાએ સ્વરાજ્યપક્ષને જોતજોતામાં જબ્બર રાષ્ટ્રીય પક્ષ તરીકે જમાવી દીધો. આ દરમિયાન મહાસભાની કારોબારી સમિતિ નાફેરપક્ષી અને સ્વરાજ્યપક્ષ વચ્ચેના મધ્યસ્થ મંડળની બનેલી હતી. નાફેર-પક્ષ અને કારોબારી સમિતિ અંદર અંદર શિસ્તના પગલાં પરત્વે ઝઘડે ચડ્યા હતા અને સ્વરાજ્યપક્ષને માટે મેદાનમાં કશો અંતરાય ન હતો. સ્વરાજ્યપક્ષનો લડાયક કાર્યક્રમ દેશનું લક્ષ ખેંચતો જતો હતો. લોકોના ઓસરી ગયેલા ઉત્સાહના પૂર પાછા ચડતા થયા હતાં.

અને પછી પ્રાંતીય ધારાસભાઓ અને વડી ધારાસભાની ચુંટણી આવી. જ્યાં જ્યાં સ્વરાજ્યપક્ષના ઉમેદવારો ઊભા રહ્યા ત્યાં ત્યાં એમણે, મોટી બહુમતીએ વિજય મેળવ્યો. બંગાળાની ધારાસભામાં દાસબાબુ મોટી બહુમતીએ ચૂંટાઈને આવ્યા. પંડિત નેહરુ અને

શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પણ ચૂંટાઈને ગયા અને પછી સરકારની ધારાસભાની અંદરના કામકાજના સતત અને સખત વિરોધનો યુગ શરૂ થયો.

— મધ્ય પ્રાંતમાં સ્વરાજ્યપક્ષની ટિકિટ ઉપર ગયેલા મહાસભાવાદીઓએ પ્રધાનપદ સ્વીકાર્યાં. મહાસભાવાદીઓ ધારાસભાઓમાં જઈને દ્વિમુખી યોજનાની નીચે પ્રધાનપદ સ્વીકારી જ શકે નહિ અને સ્વીકારે તો સ્વરાજ્યપક્ષના સભાસદો હરગીઝ ના રહી શકે એમ ઠરાવીને સ્વરાજ્યપક્ષમાંથી એમને બાતલ કરવામાં આવ્યા. આ શિસ્તના પગલાએ ધારાસભાની અંદર ગયેલા સ્વરાજ્યપક્ષ તરફનો નાફેરવાદીઓનો ઘણો અવિશ્વાસ દૂર કર્યો. પછી નાફેરવાદી મહાસભાવાદીઓ પણ પોતાના રચનાત્મક કામમાં સરકાર તરફથી કનડગતો થાય તો તેનું નિવારણ કરવાને પોતાના સ્વરાજ્યપક્ષી બિરાદરોનો બહોળો ઉપયોગ કરતા થયા. આમ બેઉ પક્ષ વચ્ચે વૈમનસ્ય દૂર થતું જતું ને નિખાલસ રીતિનીતિ બેઉ પ્રત્યે પરસ્પર સહિષ્ણુતા જાગતી હતી.

આમ એક બાજુએ જ્યારે સ્વરાજ્ય પક્ષે ચૂંટણીમાં ભારે જબરો વિજય મેળવીને દેશના આંખ અને કાન ભરી દીધા ત્યારે નાફેર પક્ષના એક વિજયે દેશ આખાને વીજળીનો આંચકો આપ્યો. જે ગુજરાતમાંથી બારડોલીની ના-કરની લડત મોકૂફ રખાઈ હતી એ જ ગુજરાતના એક તાલુકાએ એક ના-કરની લડત ઉપાડી ને ઘણો ઝડપી અને ઘણો જ કીર્તિવંત વિજય મેળવ્યો.

ઈ. સ. ૧૯૨૩માં બોરસદ તાલુકામાં બહારવટિયા બાબર દેવાને આશરો દેવા માટે આખા તાલુકાની પ્રજાને ગુનેગાર લેખીને સરકારે પ્રજા સમસ્ત ઉપર મુડકા વેરો નાખીને વધારાની પોલીસ રાખવા ઠરાવ્યું. આ સામે બોરસદ સત્યાગ્રહ થયો. સરદાર વલ્લભભાઈ પટેલે આ સત્યાગ્રહ અપૂર્વ સફળતાથી લડીને દેશભરને બતાવી આપ્યું કે સત્યાગ્રહની રીતિનીતિ માટે જે કાંઈ દાવાઓ ગાંધીજીએ કર્યા હતા

એ સદંતર સાચા હતા: સત્યાગ્રહનું શસ્ત્ર કમતાકાત નથી. પ્રજાની શક્તિ એ જ સવાલ રહે છે.

બોરસદ સત્યાગ્રહના વિજયે દેશનો ઇતબાર સત્યાગ્રહમાં સિદ્ધ કર્યો અને ગાંધીજીના કાર્યક્રમને અમલમાં મૂકનારો આજીવન સેવક-ગણ ઊભો કર્યો. ત્યાં સુધી એકના એક કાર્યકરો એક સાથે અનેક પ્રવૃત્તિઓ કરતા, પરંતુ બોરસદ સત્યાગ્રહ પછી દેશભરમાં કેવળ રચનાત્મક કામમાં જ લગાતાર રહીને, શેષ જગત પ્રત્યે સદંતર બેપરવા બની જનારા સેવકોએ ફાવતાં ગામોમાં કાયમી થાણાં જમાવવા માંડ્યાં. ધારાસભાઓમાં અને ધારાસભાની બહાર આમ રાષ્ટ્ર-શરીરનાં હાડ ઘડાવા માંડ્યાં હતાં.

ઇ. સ. ૧૯૨૪ ના વર્ષમાં હિન્દમાં ઘણા સ્થળે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ચૂંટણીઓ આવી. સ્વરાજ્ય પક્ષનો દાખલો સહુની નજર સામે હતો. ને ગાંધીજીના કાર્યક્રમમાં પણ ધારાસભાઓની પેઠે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના બહિષ્કારનો સમાવેશ નહોતો કરવામાં આવ્યો. એટલે નાફેરવાદી પક્ષ પણ એ ચૂંટણીઓમાં પડ્યો. દિલ્હી, લાહોર, પેશાવર જેવા થોડા અપવાદો બાદ કરતાં હિન્દનાં લગભગ તમામ મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ મહાસભાએ કબજે કરી. ઘણાં જિલ્લાબોર્ડ ને તાલુકાબોર્ડ પણ કબજે થયાં. આમ તત્કાલ મહત્ત્વના પ્રશ્નને નજર સમક્ષ રાખીને જેટલાં લાભકારી સ્થાનો મળે એટલાં કબજે કરીને એવી રીતે પ્રજાનાં સાધનોથી મહાસભાની પીઠ પાછળ પ્રજાને વ્યવસ્થિત બનાવવાની સુભાષની રાજકીય માન્યતાનું તથ્ય સ્વીકાર પામ્યું.

આ સમયે સુભાષબાબુનું જીવન રાતદિવસ સતત વ્યવસાયી બની ગયું. કલિકત્તા કોરપોરેશનના મુખ્ય અમલદાર, સ્વરાજ્ય પક્ષના મંત્રી, 'ફૉરવર્ડ' પત્રના મુખ્ય સંચાલક .... રોજનું સોળથી અઢાર કલાકનું સતત કામ એમને રહેતું હતું. મહત્ત્વના સવાલો ધારાસભાઓમાં પુછાવવા, સરકારે આપેલા જવાબોની હકીકતોની પરીક્ષા કરવી, મ્યુનિસિપલ વહીવટ કરવો—'ફૉરવર્ડ' ને તેજસ્વી રાખવું ને આગળ ધપાવતા જવું, આ બધાં કાર્યોનાં સંયોગીકરણથી ઊભી થતી વ્યવસાય-પરાયણતાએ સુભાષ બાબુના શરીર અને મન ઉપર અસાધારણ ભારે બોજ નાંખ્યો હતો. તદુપરાંત સુભાષ બાબુનાં ભાષણો અને લેખો દેશના જુવાનોને જીવનનું લડાયક દૃષ્ટિબિન્દુ આપતાં હતાં.

આટલી બધી વ્યવસ્થાશક્તિ બતાવનાર, આટલો બધો ભારે બોજો માથે લઈને હિન્દી સરકારને ચારે બાજુએથી મૂંઝવણમાં મૂકનાર, 'ફૉરવર્ડ' ના પ્રાણસમા, દેશબન્ધુદાસના જમણા હાથસમા, સ્વરાજ્ય પક્ષના સચેતનાના પ્રાણસમા, સરકારી સત્તોના ઉદ્દામ અને નિર્ભય વિવેચક સમા છવ્વીસ વર્ષના જુવાનની તાજગી અને કાર્ય-પરાયણતા સરકારને આંખનાં કણાની જેમ ખૂંચી રહી હતી. અજગર જેમ પોતાના નક્કી કરેલા શિકારને તાકી રહે એમ સરકાર સુભાષ સામે તાકી રહી હતી. છૂપી પોલીસનાં ધાડાં એમની પાછળ ફરતાં હતાં. સુભાષ બાબુની નિર્ભય ચીવટ અને આગ્રહી એકરાગ સરકારને દુઃસહ્ય થઈ પડયાં હતાં.

અને સરકારને ૧૯૨૪ ના ઑક્ટોબર માસમાં આ જુવાનને ઝડપી લેવાનો અવસર મળ્યો. અજગર જેમ પોતાના શિકારને ભયાનક ભરડો લઈને એના હાડ ભાંગી નાંખવા માંગે એમ સરકારે સુભાષ બાબુને પોતાના જોરતલબીના ભરડામાં લઈ લીધા.

## ૬. હિન્દમાંથી ચાલ્યા જાઓ !

**બન્યું** એવું કે બંગાળાના એક ગામડામાં હુલ્લડ થયું. એ હુલ્લડ સમાવતાં પોલીસે ગામજનોના નારીવર્ગ ઉપર અત્યાચાર ગુજાર્યાની ફરિયાદ થઈ. સરકારે આ ફરિયાદ તપાસવાને માટે મિ. કે નામના એક અમલદારની નિમણૂક કરી. આ અમલદારે પોલીસના વર્તન સામે થયેલી ફરિયાદો સાંભળી અને પછી પોતાનો નિર્ણય જાહેર કર્યો કે પોલીસનું વર્તન તદ્દન સીધું અને સજ્જનતાભર્યું હતું. પરંતુ ગામજનોની સ્ત્રીઓએ પોલીસના શુભ નામને બદનામ કરવા માટે જ કેટલાક પોલીસને બોલાવ્યા અને પછી એમના ઉપર બળાત્કાર ગુજારવાના જૂઠા આરોપો કર્યા હતા!

આ અભિપ્રાય બંગાળાની સરકારે પણ સ્વીકાર્યો. આખા બંગાળામાં નારીવર્ગની આ નાલેશીએ અને પોલીસના કરતૂત ઉપરના ઢાંકપિછોડાએ રોષનો સન્નાટો છાઈ દીધો અને હિંસાવાદી ક્રાંતિકારી જુવાન ગોપીનાથ સાહાએ આ અમલદારને ગોળીએ વીંધી નાંખ્યો.

બંગાળાની સરકારે 'કાળા કાયદાના નામથી નામચીન બનેલો બેન્ગાલ ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ' એક્ટને ગવર્નરના વટહુકમનો સ્વરૂપે બહાર પાડયો.

આ કાળા કાયદા નીચે સરકારનો કોઈ પણ પોલીસ અમલદાર કોઈ પણ માણસને એની સામેનો આરોપ જણાવ્યા સિવાય પકડી શકતો હતો ને સરકાર એને પોતાની મુન્સફી હોય ત્યાં સુધી કોઈ પણ જાતની ચસર તપાસે જ નજરકેદ રાખી શકતી હતી. સરકારે પોતાના જાહેર કરેલા ઇરાદા મુજબ આ 'કાળો કાયદો' હિંસાવાદી અત્વાને દાબી દેવા માટે જ કર્યો હતો, પરંતુ એનો ઉપયોગ કર્યો સ્વરાજ પક્ષ ઉપર જ.

સ્વરાજ્ય પક્ષના આગેવાનો, બંગાળાની ધારાસભા ને વડી' ધારાસભાના સભાસદો સમેત એંશી જુવાનોને વટહુકમ જાહેર થતાં જ નજરકેદ કરવામાં આવ્યા ને એમાં સ્વરાજ્ય પક્ષના મુખ્ય વ્યવસ્થાપક અને 'ફોરવર્ડ'ના પ્રાણસમા, કલકત્તા કોરપોરેશનના ચીફ ઑફિસર સુભાષ બાબુ પકડાયા એમને હીજલીની નજરકેદની છાવણીમાં લઈ જવામાં આવ્યા.

સરકાર નિર્બળ ત્રાસથી પ્રજાની જાગૃતિને કચરી નાખવા માગતી હતી, એનો પુરાવો સુભાષને તરત જ મળ્યો. હીજલીની છાવણીમાં નજરકેદીઓની ભરતી થતી હતી અને છાવણીના સત્તાવાળાઓ આ જુવાનોને ભાંગી નાંખવાને અપમાન અને ઉદ્ધતાઈનો માર્ગ અખત્યાર કરી રહ્યા હતા.

આ સામે નજરકેદીઓએ વાંધો લીધો. એને બળવા તરીકે ઓળખાવીને પોલીસે સીધો ગોળીબાર કર્યો. આ ગોળીબારમાં ત્રણ જણ મરાયા. ચૌદથી વીસ જેટલા ઘાયલ થયા.

સુભાષ બાબુ આ ગોળીબાર નજરે જોતા હતા. એ વચમાં પડવા દોડતા હતા પણ એમના સાથીઓએ એમને જોરથી પકડી રાખ્યા. સુભાષે આ આખાએ ગોળીકાંડની વિગતો છાવણી બહાર છૂપી રીતે પહોંચાડી. છાવણીની આસપાસ મજબૂત પહેરો રાખીને સરકાર આ પ્રકરણને દાટી દેવા ખૂબ ખૂબ મથી, પણ એની વિગતો બહાર તો પહોંચી જ. હિન્દભરમાં ક્રોધમાં રોષની આંધી વળી. સરકારને આ ગોળીકાંડની તપાસ કરવાનો દેખાવ કરવો પડ્યો. આ સરકારી તપાસે આ ગોળીકાંડના દોષમાંથી છાવણીના તમામ ગોરા અમલદારોને જરાય દોષ વગરના જાહેર કર્યા અને ગોળીબાર કરવાનો બધો દોષ કાળા સિપાહીઓ ઉપર ઢોળી પાડ્યો ! થોડા અમલદારોની ફેરબદલી કરી. થોડા નજરકેદીઓની ફેરબદલી કરી.

પરંતુ સરકારને આવાં ઉડાઉ પગલાં પણ ભરવાની ફરજ પાડનાર

સુભાષ આર્યના કમાણી જેમ ખૂચ્યો આ જુવાન દબાતો જ નથી અને એ જુવાનને દબાવી દેવા માટે બંગાળની સરકારે હિન્દી સરકારની મદદ માગી હિન્દી સરકારે મથદ્દાઓમાંથી પુરાણો થયેલો એક કાયદો પાસ સુભાષ માટે ૧૮૧૮ ના રેગ્યુલેશન ત્રીજાને નામે ઓળખાતો શોધી કાઢ્યો

આ કાયદો ખરી રીતે કાયદો પણ નથી માત્ર ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ડાયરે ટરોનો ગવર્નર-જનરલ ઉપર હુકમ છે અને તેથી હિન્દી રાજાઓ ને મહા-રાજાઓ નાફરમાન બને, કંપની સામે કાવતરા કરે ત્યારે એમને સજા કરવાને માટે જ આ હુકમ આપવામા આવ્યો હતો એ હુકમ નીચે કંપની સરકારની ખફા મરજીને પાત્ર થયેલા રાજાને ગવર્નર-જનરલ ગાજકેદી તરીકે પકડી શકે આ રેગ્યુલેશન સુભાષ મહારાજા ન હોવા છતા સુભાષ ઉપર લાગુ કરવામા આવ્યો

સુભાષ નજરકેદીમાંથી રાજકેદી થયા બગાળની સરકારની મુન્સફી સુધીના કેદીને બદલે હિંદી સરકારની મુન્સફી સુધીના કેદી બન્યા એમને અલીપોર જેલમા લઈ જવામા આવ્યા, ને ત્યાંથી માડલેની જેલમા પૂરી દેવામા આવ્યા,

આ રેગ્યુલેશન નીચે શ્રી સુભાષના મોટાભાઈ શરતચંદ્રને પણ પકડવામા આવ્યા, પરંતુ એમને તો સરકારે સત્વેગા છોડી મૂક્યા. પણ સુભાષને તો સરકારે છોડયા નહિ

સુભાષની આ રેગ્યુલેશન નીચેની ગિરફતારી તો દેશબંધુને ખૂબ સાલી એમણે જાહેર કર્યું \

'સુભાષબાબુ નિર્દોષ છે કલકત્તાની કોરપોરેશનનો ચીફ ઓફિસર જો ગુનેગાર હોય તો હું કલકત્તાનો મેયર પણ ગુનેગાર છુ'

પરંતુ દેશભરમા જાગેલા વિરોધની સરકાર ઉપર અસર ન થઈ. રાજકીય લડતને ઊર્મિલ ઉત્સાહથી જ નહિ પરંતુ વ્યવસ્થિત વ્યૂહ

દ્વારા લડવાની યોજનાઓ ઘડનાર જુવાનને એમણે હિન્દમાંથી બહાર હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો.

સુભાષબાબુ માંડલેની જેલમાં ગયા પછી તરત જ દાસબાબુનું અવસાન થયું. માંદગીના સબબે ગાંધીજી પૂરી સજા ભોગવવાને બદલે ઘણા વહેલા છૂટ્યા. હિન્દના રાજકારણની રૂખ બદલાવા માંડી, પણ સરકારની રૂખ જરાયે ન બદલાઈ. સરકારી જોરતલબી ચાલુ હતી. હિંસાવાદી ચળવળ પણ ચાલુ હતી. હિંસાવાદીઓ ખૂનો કરતા જતા હતા. સરકાર વધારે ને વધારે કડક કાયદાઓ કરતી જતી હતી. બંગાળના રાજકારણની આસપાસ જડતા અને હઠનો ઘેરો ધૂમસ છાઈ રહ્યો હતો. એની અંદરથી માત્ર રિવોલ્વરના અવાજો સંભળાયા કરતા. સરકારનો દુરાગ્રહ માત્ર પડઘા પાડી રહ્યો.

મહાસભાના રાજકારણમાં પણ એક જબરો વિચાર-ગોટાળો થવા માંડયો. નજરકેદીઓ, રાજકેદીઓ અને હિંસાવાદી કેદીઓ વચ્ચે જે મૂળગત ભેદ હતો એ નાબૂદ થતો ગયો અને નજરકેદીઓ ને હિંસાવાદી કેદીઓ એક જ પલ્લામાં મુકાવા માડયા. પ્રત્યેક હિંસાવાદી ગુનો નજરકેદીઓની સ્થિતિ વિકટ બનાવતો ગયો. સરકારને વધારે ને વધારે કડકાઈ વાપરવાની તક આપી, પ્રમાણિક અહિંસક રાજ-કારણને વિકટ બનાવતો ગયો.

દાસબાબુના અવસાને મહાસભાના રાજકારણમાં બંગાળનો અવાજ સંભળાતો બંધ કર્યો અને એમનું સ્થાન લઈ શકે એવો કોઈ બીજો આગેવાન જેલની બહાર ન રહે એની સરકારે ચીવટભરી કાળજી રાખી. રોલેટ ઍક્ટ સામે પુણ્યપ્રકોપથી ભભૂકી ઊઠનાર દેશે બંગાળના કાળા કાયદાને અનિવાર્ય અનિષ્ટસમો માન્યો. હિંસાવાદી રાજકારણે દેશનો ભયંકરમાં ભયંકર અપરાધ જો કાંઈ કર્યો હોય તો એ હતો કે એણે બંગાળામાંથી અહિંસક રાજકારણને હદપાર કર્યું ને એનાથી થતી પ્રજા જાગ્રતિને અશક્ય બનાવી. હિંદવાસી અપરાધીઓ

મહાસભાની અહિંસાની નીતિને ઉપાડીને અદ્ધર ચડાવીને ધર્મના સ્થાને રાખી દીધી. મહાસભા જાણે બૌદ્ધ ધર્મના મઠ સમી બની. મહાસભાની હસ્તી ને મહાસભાની ખુદ હયાતિ સ્વરાજ્ય માટે નહિ પણ અહિંસા માટે જ હોય એવી મહાસભાની મનોદશા થઈ ગઈ.

એટલે એક બાજુથી મિ. ડેનું ખૂન થયું એ ખૂનની ઓથમાં રહીને સરકારે બંગાલના અહિંસક ગજકારણને મૂળમાંથી ખોદી નાખવાની મનોદશા બતાવી. નવલોહિયા જુવાનોને શાળાઓ ને કોલેજોમાંથી ઉઠાવી ઉઠાવીને છાવણીઓમાં પૂરવા માંડ્યા ત્યારે મહાસભા સમિતિમાં એવો ઠરાવ આવ્યો કે, મહાસભાના સભાસદે દર વર્ષે ચાર આનાનું લવાજમ આપવાનું હતુ એને બદલે અમુક વાર સૂતર કાતીને આપવુ!

મિદનાપુર અને ચિતાગોંગ જ્યારે લશ્કરની એડી નીચે છુંદાતાં હતા, બે હજાર જેટલા જુવાનો જ્યારે કજિયાદલાલોની છૂપી બાતમીઓને આધારે વગરતપાસે, વગરપુરાવે એમની શાળાઓ ને એમના ઘરોમાંથી લૂંટાતા હોય, ત્યારે મહાસભા સમિતિ સૂતરના મતાધિકારની વિચારણા આગળ બીજી વાતોને ગૌણ ગણતી હતી' ત્યારે પંડિત મોતીલાલ નેહરુએ મહાસભા સમિતિમાંથી 'વૉક-આઉટ' કર્યો ત્યારેજ આ ફરજિયાત સૂતરના મતાધિકારને મહાસભા સમિતિએ મરજિયાત બનાવ્યો!

આવા સંયોગમાં માંડલેની જેલનો કેદી ઉપેક્ષિત હાલતમાં રહે તો એમાં કોઈને નવાઈ નહિ લાગવી જોઈએ. સરકારને એટલું જ જોઈતું હતુ. માત્ર અવારનવાર આ ગજકેદીના મોટાભાઈ બંગાળાની સરકારને અરજ કરતા હતા કે, 'સુભાષની તબિયત જેલમાં ખરાબ થતી જાય છે. પરંતુ શરદચંદ્રની વિનતિમાં બીજો કોઈ સૂર પુરાતો ન હતો અને સરકારને ગજકેદીની બુદ્ધિની જેટલી દહેશત હતી એટલી એની તબિયત માટે ચિન્તા ન હતી.

સુભાષબાબુ હિન્દના રાષ્ટ્રપતિઓ ઘડનારી આ માંડલેની જેલમાં, માંડલેની જેલમાં જ લખાયેલી તિલક ગીતાનો સ્વાધ્યાય કરતા હતા. બ્રહ્મદેશનાં હવાપાણીએ એમના વજ્ર જેવા શરીરને ભાંગવા માંડ્યું હતુ. એમને તાવ લાગુ પડી ગયો હતો. એમ ને એમ બે વર્ષ વહી ગયા. જીર્ણજ્વર કાળજ્વરમાં પલટાઈ ચૂક્યો ને એમના શરીરમાં ક્ષયરોગના ચિહ્નો કળાવા માંડ્યાં.

ઈ. સ. ૧૯૨૬ માં બંગાળા ધારાસભાની ચૂંટણી આવી ને એમાં રાજકેદી સુભાષને ઉમેદવાર તરીકે ઊભા રાખવામાં આવ્યા. એમના ઉમેદવારી-પત્ર ઉપર સહી કરાવવા માંડલે ગયેલા એમના ભાઈને સુભાષબાબુને જીવન-મરણની સરહદ ઉપર પહોંચી ગયેલા જોઈને ભારે આઘાત થયો

નવી ચૂંટણીમા સુભાષબાબુ ભારે મોટી બહુમતીથી સભાસદ ચૂંટાયા અને પછી ધારાસભામા એમની તબિયત વિષે ઉપરાઉપરી સવાલો પુછાયા. બંગાળાનાં અખબારોએ એ વાત ઉપાડી લીધી. આખરે સરકારને થયુ કે કાઈક પણ કરવુ તો જોઈએ ખરુ.

એટલે સરકારે સુભાષબાબુની તબિયત તપાસીને પોતાને અહેવાલ મોકલવા માટે ચાર સરકારી દાક્તરોને માંડલે મોકલ્યા. એનો દાક્તરી અહેવાલ છૂપો રાખવાની સરકારની મહેનત નકામી ગઈ. 'અમૃત બઝાર પત્રિકા'ની ગરુડ જેવી આંખે એ છૂપો અહેવાલ પકડી પાડ્યો અને અક્ષરશઃ પ્રગટ કરી દીધો.

એ અહેવાલમા ચારે દાક્તરો સુભાષબાબુની શારીરિક સ્થિતિ વિષે એકમત હતા. સુભાષબાબુ ક્ષયરોગથી પિડાતા હતા, એમને તત્કાલ સારામાં સારા હવા ખાવાને સ્થળે જવા દેવા જોઇએ, સારામા સારી માવજત એમને ઉપલબ્ધ થવી જોઈએ, નહિતર એમનુ આયુષ્ય જોખમમાં છે.

આ અહેવાલ ઉપરથી બંગાળાની સરકારે અને પછી હિન્દી

સરકારે સુભાષબાબુ સમક્ષ એક વિચિત્ર દરખાસ્ત મૂકી જો સુભાષબાબુ હિન્દમા ન જ રહેવાનું વચન આપે ને તરત જ હિન્દનો કિનારો છોડીને પરદેશ ચાલ્યા જાય તો સરકાર એમને છોડી મૂકે. સરકારની નેમ સુભાષને હિન્દમાથી હદપાર કરી નાખવાની હતી. મેડમ કામા ને શ્યામજી કૃષ્ણવર્માઓના જેવા પરદેશની હદપારીમા હાલ થયા તેવા જ હાલ સરકારને સુભાષના કરવાના હતા

પરતુ સુભાષ આવી રીતે છૂટા થવાને બિલકુલ નારાજ હતા. 'મા'થી વિખુટા પડવા કરતા તો જેલમા જ મૃત્યુ આવે એ હજારગણુ' બહેતર હતુ સરકારી માગણીના પહેલા પત્રનો જવાબ સુભાષે પોતાની મુક્તિ માટે કશી જ શરત સ્વીકારવાનો સાફ ઇન્કાર કરતો લખ્યો અને પછી બીજા પત્રોનો જવાબ આપવો જ બધ કર્યો

માંડલેની જેલના સુપ્રિન્ટેન્ડેન્ટે સુભાષને સમજાવવામા મણા ન રાખી. સરકારે પોતાની શુભ દાનતની ગેરસમજૂત થવાનો દેખાવ કર્યો સુભાષને બગાળામા રાખવાની સરકારની અનિચ્છા માટે બગાળામા ચાલી રહેલી હિંસક પ્રવૃત્તિનો આડો નિર્દેશ કર્યો. સુભાષની માનસિક મક્કમતા, એના ભાગતા શરીરના ખડિયેરમા દટાઈ જવાની જડ આગ્રહથી રાહ જોતી બેઠી

પરતુ સરકારની એ શાહ નકામી જ નીવડી સુભાષે હિન્દમાથી હદપાર થવાની સામે તો પોતાનુ મુખ ફેરવ્યુ હતુ માંડલેની જેલમા પોતાની કબર થાય એની તૈયારી કરી લીધી

સુભાષને શાતિથી જેલમા જ મરવાની તૈયારી કરી રહેલા જોઈને સરકાર હવે ખરેખર ગભરાઈ ગઈ સરકાર એક રાજકેદી જેલમા અવસાન પામે એ માટે તૈયાર નહોતી ને એક દિવસે સરકારના હુકમથી સુભાષને જેલમાથી બિનશરતે મુક્ત કરીને આગબોટ ઉપર ચડાવીને કલકત્તા રવાના કર્યા

પરંતુ હજી પણ સરકાર, પોતાના શિકારને છટકી જવા દેતાં પહેલાં છેલ્લો પાસો નાખ્યા સિવાય ના રહી. ઈ. સ. ૧૯૨૭ના તા. ૧૬મી મે ના રોજ શ્રી. શરદચંદ્ર બોઝને બંગાળા સરકારનો જે તાર મળ્યો હતો એમાં તો એટલું જ હતું કે, 'આગબોટ એસેન્ડા સુભાષચંદ્રને લઈને કલકત્તાના બારામાં આવી છે અને તમે એની મુલાકાત કરી શકશો !'

વાત એમ હતી કે સુભાષબાબુ બેવડા કેદી હતા, હિન્દી સરકારના અને બંગાળાની સરકારના. હિન્દી સરકારે તો એમને તબિયતને કારણે છોડી મૂક્યા. પણ કદાચ હિન્દી સરકારની ઉતાવળ થઈ હોય તો ? કદાચ એના દાક્તરો ભૂલ્યા હોય અને સુભાષની તબિયત ખરાબ ન પે હોય ! એટલે કલકત્તાના બારામાં આગબોટ આવી ત્યારે સુભાષને કાંઠે ઊતરવા દેવાને બદલે આગબોટ ઉપર જ રાખવામાં આવ્યા. અને બંગાળાના ગવર્નરના ખાસ ડૉક્ટર મેજર હિગીંસ્ટન પાસે બંગાળાની સરકારે સુભાષબાબુની ફરીને શારીરિક તપાસ કરાવી—આગબોટ ઉપર જ.

પરંતુ બંગાળાની સરકારને બે દુર્ભાગ્ય નડ્યાં. ને એ બે દુર્ભાગ્યે સુભાષને હિન્દની બહાર હાંકી કાઢવાના પોલીસના છેક છેલ્લી ઘડી સુધીના કાવતરાને નિષ્ફળ બનાવ્યું.

બે દુર્ભાગ્યોમાંહેનું એક દુર્ભાગ્ય એ હતું કે ગવર્નરના ખાસ ડૉક્ટર મેજર હિગીન્સ્ટન પોતાની સાથે બીજા ત્રણ સલાહકાર દાક્તરો લાવ્યા હતા—સર નીલરત્ન સરકાર, ડૉ. બિધનચંદ્ર રોય અને મેજર સેન્ડસ.

બીજું દુર્ભાગ્ય એ હતું કે બંગાળાના ગવર્નર લોર્ડ લિટનની નિર્માલ્ય સૂબાગીરી પૂરી થઈ હતી અને થોડા સમય પહેલાં જ નવા ગવર્નર સર સ્ટેન્લી જેક્સન આવ્યા હતા. લોર્ડ લિટનના અમલમાં

પોલીસ સરસુપત્યાર હતી. પરંતુ નવા ગવર્નર મજબૂત આણસ હતાઃ એટલુ જ નહિ પણ ખેલાડીની ખેલદિલી વાળા હતા. એમણે મનથી બરાબર નક્કી કર્યું હતું અને દરેક અવસરે પોલીસને જરાયે ગેરસમજૂત ન થાય એમ સમજાવી દીધું કે બંગાળાના સૂબા પોતે જ છે ને પોતે જ રહેવા માગે છે.

પોલીસ ખાતા તરફથી પ્રાંતની છૂપી પોલીસના વડા અમલદાર જાતે આવ્યા હતા. અને એમણે દાક્તરમંડળને ખૂબ જ ભારપૂર્વક વિનંતિ કરી કે 'સુભાષબાબુની તબિયત એવી છે કે તેઓ હવેથી સ્વીટ્ઝરલેન્ડમા જ રહેશે તો એમનો જીવ બચશે' એવો એમણે અહેવાલ લખવો.

તબીબ મંડળ આ 'સલાહ'ને અનુસરશે એની એમને શંકાયે નહોતી, એટલે એમણે એક આગબોટને ખાસ સુભાષબાબુને તબિયત સુધારવા જતાં કલકત્તાની ખરાબ મેલેરિયાવાળી હવામાં એક દિવસ પણ ન રહેવું પડે એ માટે રોકાવીયે હતી!

પણ મેજર હિગીન્સને ગવર્નરનો પોતાને મળેલો હુકમ સામે બતાવ્યો. એમાં એવું ફરમાવ્યું હતું કે તબીબ મંડળ સુભાષબાબુને તપાસીને ગવર્નરને સીધો પોતાનો અહેવાલ તારથી દાર્જિલીંગ મોકલવો. તબીબ મંડળે છૂપી પોલીસના વડા અમલદારને સ્પષ્ટ ઇનકાર કર્યો, કે તેઓ એમને કશી જ બાહેધરી આપી શકશે નહિ.

તબીબ મંડળે સુભાષને આગબોટ એસેન્ડા ઉપર તપાસ્યા અને પોતાનો અહેવાલ તારથી મોકલ્યો. રાતના અગિયાર વાગવાને શુમારે ગવર્નરનો છૂપી પોલીસના વડા અમલદાર ઉપર સીધો હુકમ આવ્યો કે સુભાષબાબુને બિનશરતે બંધનમુક્ત કરવા, અને ગવર્નરની ખાસ લોંચ એમને ઉપયોગમાં લેવા દેવી.

આ પછી રાતના અગિયાર–બાર વાગે સુભાષબાબુને આગબોટ 'એસેન્ડા' ઉપરથી ગવર્નરની લોંચમાં ઉતારવામાં આવ્યા, અને

એમના હાથમાં ગવર્નરનો સુભાષબાબુ ઉપરનો તાર મૂકવામાં આવ્યો. એ તારમાં ગવર્નરે સુભાષબાબુની તબિયતને કારણે બિનશરતી મુક્તિ ફરમાવી હતી.

રાત–આખી રાત ઘાટ ઉપર માણસની મેદની જમા થઈ રહી હતી. સુભાષને આગબોટમાં કલકત્તા લાવ્યામાં આવ્યા છે'ને સરકાર એને હદપાર કરી હિન્દ બહાર હાંકી કાઢવા માગે છે એવી અફવા કલકત્તામાં જોરશોરથી ઊડી હતી, તેથી ઘાટ ઉપર માણસ તો સમાતું જ નહોતું. સવારમાં સુભાષબાબુ ત્યાંથી જનતાના હર્ષભર્યા સત્કારને ઝીલતા ઝીલતા પોતાના મોટાભાઈને ઘેર પહોંચ્યા.

શરદબાબુ–સુભાષબાબુના મોટા ભાઈએ અરબ્બી ચાલ ચાલી નાંખી. સુભાષની સાથે વાત કર્યાં જ સિવાય, એની સલાહ લીધા સિવાય, એની સાથે અક્ષર સરખીયે ચર્ચા કર્યાં સિવાય સુભાષને સાંજે જ હવાફેર માટે શીલોંગ ઉપાડયા સુભાષની ઇચ્છા તો બીજી હતી પણ કોઈએ ઇચ્છો જાણવાનેય તૈયાર ન હતું. જતાં જતાં સુભાષબાબુએ એક અખબારી નિવેદન કર્યું. એમાં પ્રજાએ પોતાના પ્રત્યે બતાવેલી મમતા માટે એમણે પ્રજાનો અહેસાન માન્યો અને તબિયત સુધરતાં જ પોતે ફરીથી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઝંપલાવશે એવો પોતાનો નિરધાર જાહેર કર્યો.

શરદબાબુની પાકી ચોકી નીચે સુભાષબાબુની તબિયત નિરંતરાય વાટાબંધ સુધરવા માંડી.

## ૭. યુવક-પ્રવૃત્તિનો પ્રાણ

(**બર્માની** જેલમાં સુભાષબાબુએ જે વર્ષ ગાળ્યાં હતાં એ દરમિયાન એમણે ઘણું બારીક નિરીક્ષણ કર્યું હતું ઈ સ. ૧૯૨૦-૨૧ની અસહકારની લડત, ૨૨-૨૪નો સ્વરાજિસ્ટ બળવો, ૨૫-૨૭ની વાતાવરણની મંદી બધું એમણે જોયું હતું) અને બધાનો મર્મ સમજવાનો પ્રયાસ કર્યો હતો દેશનાયકો, દેશશાસકો, દેશસંસ્થાઓ, દેશપ્રવૃત્તિઓનું એમણે ઘણું જ તટસ્થ અને કશા જ રાગદ્વેષ વગરનું અવગાહન ને અવલોકન કર્યું હતું )

સુભાષ જન્મથી લડાયક સ્વભાવના છે, અને એમના માનસિક ઘડતરમાં રાજકારણ સિવાય બીજું કશું નથી સુભાષના ભાઈ પોતે કહે છે, તેમ "સુભાષમાં માનુષી ઊર્મિઓ જ નથી, કેવળ રાજકીય પ્રાણી છે"+(Subhas is not humane. He is a Political being)

સુભાષની પરિસ્થિતિનું વાચન ઘણું કડક હતું 'Indian Politics have been reduced to getting votes from the poor and funds from the rich promising each relief from the other'—આપણું અત્યાર સુધીના હિન્દી રાજકારણનો સાર ટૂંકો આ જ છે કે આપણે ગરીબો પાસેથી મતો લઈને ને પૈસાદાર પાસેથી ફંડ લઈને એમને બીજા પાસેથી રાહત આપવાનું વચન આપ્યું છે

(સુભાષે બર્માની જેલમાંથી રાષ્ટ્રની લડાઈ આગળ ધપાવવાને માટેના કાર્યક્રમનો વિચાર કરી રાખ્યો હતો)

શાહીવાદની રોજની ક્રિયાની જેના ઉપર સીધી અસર થાય છે એ વર્ગો ચાર—કામદાર, ખેડૂત, જુવાન અને સ્ત્રી. આ ચારે વર્ગોને

વ્યવસ્થિત કરવા જોઈએ, એમનામાં લડાયક મનોદશા જાગ્રત કરવી જોઈએ, એમની સ્વતંત્ર પ્રવૃત્તિઓ ને સ્વતંત્ર સંસ્થાઓ ઊભી કરવી જોઈએ, મહાસભાએ આ કામ કરવું જોઈએ, અને એ રીતે દેશમાં લડાયક મનોદશા ધરાવતો સ્વયંસેવકનો આખો પ્રજા-વિભાગ તૈયાર કરવો જોઈએ.

રાષ્ટ્રીય લડતના રંગઢંગ Passivism—સવિનયતાના રહ્યા છે એને બદલે Activism—લડાયક માનસના થવા જોઈએ. શાહીવાદી શોષણમાંથી ખરેખરી મુક્તિ, ઉપર જણાવેલા ચાર વર્ગને મળવાની છે. એ મુક્તિ પૂર્ણ આઝાદી સિવાય પણ ન મળે. કેમકે આઝાદીમાં જેટલા અંશ ઓછા હોય એટલી પરાધીનતાનો બોજો આ વર્ગો ઉપર જ પડવાનો. એટલે આઝાદીની લડત આ વર્ગોએ લડવી ને મહાસભાએ લડતની દોરવણી કરવી.

એટલે શીલોંગથી પાછા ફરતાં વેંત સુભાષ બાબુએ બંગાળામાં પોતાના આંકેલા રાહે જોરથી કામ ઉપાડ્યું. એમણે સહુથી પહેલાં કામદારો અને જુવાનોનું સંગઠન કરવાનો પ્રારંભ કર્યો. અને આ કાર્યમાં એમણે પોતાના મશહૂર અખબાર 'ફોરવર્ડ'નો ઉપયોગ કરવા માંડ્યો.

એમની દોરવણી નીચે બંગાળામાં સપાટાબંધ યુવક સંઘો સ્થપાવા માંડ્યા. મહિલા રાષ્ટ્રીય મંડળો સ્થપાવા માંડ્યા. સુભાષને ખાનગી જીવન જેવું કશું નહોતું. રાજકારણના ક્ષેત્રની બહાર અંગત રોકાણો કશી નહોતી. એટલે જે એકાગ્ર ચિત્તે એમણે કામ કરવા માંડ્યું, એનાં પરિણામ પણ ઝડપથી આવવા માંડ્યાં. ને બંગાળામાં જમાવટ કરતી યુવક પ્રવૃત્તિનાં હિન્દભરમાં પણ પડઘા ઊઠયા. દેશનો જુવાન વર્ગ જાણે આવા લડાયક સૂરની રાહ જોઈ બેઠો હતો. અસહકારના યુગમાં જુવાનોએ લડતને સારો સાથ આપ્યો હતો, પરંતુ સવિનયતા ઉપર મુકાતા અતિશય ભાર અને વાતાવરણમાં

આવી નવલી મદીએ એમને હતોત્સાહ કર્યા હતા તેમનામા નવો જુસ્સો આવ્યો મહાસભાને આધીન નહિ પરતુ મહાસભાને મદદગાર સસ્થાઓ સ્થાપવાનો લડાયક સદેશ એમને બ_ જ પસદ પડ્યો જુવાનોને લાગ્યુ કે એમ સ્વતત્ર પક્ષ તરીકેની પોતાની વ્યવસ્થિત વિચારણા મહાસભામા રજૂ કરવાનો આ ગહ છે સુભાષે આ જ અરસામા કામદાર-પ્રવૃત્તિ સાથે પણ સપર્ક જાળવવા માડ્યો

ઈ સ. ૧૯૨૭ ના અત ભાગમા સુભાષ બાબુ મોટી બહુમતિથી બગાળા પ્રાતિક સમિતિના પ્રમુખ ચૂટાયા

અહી જ સુભાષ બાબુની યુવક પ્રવૃત્તિ વિષેનો ઉલ્લેખ કરી લઈએ

ઈ સ ૧૯૨૭ ના અત ભાગમા પડિત જવાહરલાલ પોતાના પત્ની કમલા નહેરુની તબીબી સારવાર માટે યુરોપ ગયેલા, તે પાછા હિન્દમા આવ્યા એ યુરોપમા પ્રવાસ કરી આવ્યા હતા અને મોસ્કોમાં રહીને સોવિયેટ રશિયાની કાર્યપદ્ધતિ ને એના સિદ્ધાન્તો સમજી આવ્યા હતા એમણે હિન્દમા આવતા વેત જ જગયે ગેરસમજૂત ન થાય એ રીતે પોતાને સમાજવાદી તરીકે ઓળખાવ્યા એમને સુભાષની યુવક-પ્રવૃત્તિ અને કામદાર-પ્રવૃત્તિ એ બ ને પ્રવૃત્તિઓ વાસ્તવિક અને જરૂરી લાગી અને ત્યારપછીથી તે છેક બિહાર મહાસભાના પ્રમુખ થયા ત્યા સુધી સુભાષની સાથે રહીને જ કામ કર્યું

ઈ સ. ૧૯૨૭-૨૮ મા હિન્દમાં સ્થળે સ્થળે યુવક-પરિષદો ભરાવા માડી પાછળથી ડૉ આલમ પણ આ પ્રવૃત્તિમા જોડાયા. બગાળા, પજાબ, મુબઈ, ગુજરાત, મધ્યપ્રાત વરાડ, મદ્રાસ પ્રાતોમા એક પછી એક યુવક પરિષદો ભરાઈ અને કલકત્તાની મહાસભાની સાથોસાથ યુવક-મહાસભા પણ ભરવામા આવી

જુવાનોને મોઢે સુભાષનું નામ રમતું થયુ મહારાષ્ટ્ર, મધ્યપ્રાત વરાડની યુવક-પરિષદોના પ્રમુખ તરીકે શ્રી સુભાષ બાબુની પસદગી

થઈ હતી. યુવક–મહાસભાના એ સ્વાગતાધ્યક્ષ પણ બન્યા. જે ઉત્સાહ જુવાનોએ ઈ. સ. ૧૯૨૦–૨૧ મા મહાસભા માટે બતાવ્યો હતો એ એમણે ૨૭–૨૮ માં યુવક પ્રવૃત્તિ તરફ દાખવ્યો

આ પરિષદમાં સુભાષ બાબુએ જુવાનોને આઝાદીનો સંદેશ આપ્યો. લડાયક મનોદશા ખીલવવાનો બોધ આપ્યો. પોતાના પ્રશ્નો યુવકો પોતાની સંસ્થાઓ મારફત સીધા જ લડી લે એ ઇચ્છનીય છે એ વાત એમણે કરી.

એમના આ યુવક–પ્રવૃત્તિ અંગેનાં થોકબંધ ભાષણો, લખાણો વગેરેમાંથી મહારાષ્ટ્ર યુવક–પરિષદના ભાષણે ગાંધીવાદીઓને અને શ્રી. અરવિન્દ ઘોષના અનુયાયીઓને ખૂબ ખૂબ આઘાત પહોંચાડ્યો. ઈ. સ. ૧૯૨૮ ના મે માસમાં ભરાયેલી એ પરિષદના પ્રમુખસ્થાનેથી સુભાષે યુવક–પ્રવૃત્તિની રેખા દોરી બતાવી એ ભાષણમાં એમણે હિન્દના ધ્યેયને સંપૂર્ણ આઝાદીનું જાહેર કર્યું અને ધ્યેયને જાહેર કર્યા પછી એને સિદ્ધ કરવાને માટે લડતના અવસરો શોધતા રહેવાનું એમણે સૂચન કર્યું. સવિનયતા—કાઇક બનાવ બને, એની તડજોડ થાય તો કરીએ, ને ન જ થાય તો લડત કરીએ એવી લડતને અનિવાર્ય અનિષ્ટ સમી યુવકોએ નહિ લેખવી જોઈએ. પરંતુ જીવન–ધર્મ તરીકે લડતને સદા નજર સમક્ષ રાખીને લડતના અવસરો શોધીને, નાની મોટી લડતો ઉપાડીને લડતના વાતાવરણથી, લડાઈના કામની મનોદશાથી અને લડતની શિસ્તથી વાકેફ બની જવાનો એમણે આદેશ આપ્યો. પરંતુ એકલી લડતો લડીને પણ બેસી નહિ રહેતા મહાસભાના સુકાનને કબજે કરવાનો અને હતોત્સાહ બનેલી નેતાગીરીને પણ આઝાદીની આખરી લડત તરફ ધકેલવાનું યુવકનું કર્તવ્ય એમણે સમજાવ્યું. (યુવકો જ દેશની આઝાદીની લડત લડે ને દેશનું ભાવી નક્કી કરે એમ એમણે કહ્યું)

સુભાષના આ ભાષણે ગાંધીવાદીઓમાં સુભાષ તરફ અત્યન્ત છતાં અમુક રોષ પ્રગટાવ્યો. બહારની નજરે તો ગાંધીવાદીઓ પણ આ જ કહેતા લાગે, પરંતુ ઊંડા ઊતરીને જોતા આઝાદીના સવાલ ઉપરની ગાંધીજી અને સુભાષની દૃષ્ટિમાં રહેલો મૂળગત ભેદ લક્ષમાં આવ્યા સિવાય નહિ રહે. ગાંધીજીને મન આઝાદી એ અહિંસા અને સવિનયતાની પરાકાષ્ટા બતાવનારી ધર્મ-સિદ્ધિ છે.

સુભાષને મન આઝાદી એ દેશની અનિવાર્ય પરિસ્થિતિમાંથી જન્મતી અહિંસાથી મર્યાદિત થયેલા સાધનોના વ્યવસ્થિત ઉપયોગથી હાથ કરવું જોઈતું સાધન છે. આઝાદીની લડતમાં ગાંધીજી ધર્મભક્તિમાં હોવી જોઈએ એટલી વધારેમાં વધારે નમ્રતા, રાગદ્વેષ રહિતતા, હેતુઓની ઉઘાડી નિતાન્ત માગે છે. સુભાષ આઝાદીની લડતમાં વ્યૂહોનું સંયોજન અને નિયોજન માગે છે. ગાંધીજીની આઝાદીની લડતનો લડવૈયો સંત અને ફકીર છે. સુભાષ આઝાદીની લડત લડનાર લડવૈયો લડાયક મનોદશાવાળો ને રાજકીય બાંધ-છોડમાં માનનારો છે. ગાંધીજી અને સુભાષની દૃષ્ટિ વચ્ચે રહેલા આ તાત્ત્વિક વિરોધે આ બન્ને દેશનાયકોને આખર દિવસ સુધી એકબીજાની રીતિનીતિના મક્કમ ટીકાકાર અને વિરોધી રાખ્યા.

સુભાષ બાબુના અનંત પ્રચારથી અને સદા જાગ્રત સંપર્કથી હિન્દુસ્તાનભરમાં યુવક-પ્રવૃત્તિનું જે પ્રચંડ આંદોલન થયું ને કામદાર વર્ગમાં જે સભાનતા આવી, એનું સીધું પરિણામ એ આવ્યું કે દેશભરમાં એક જબરો જહાલ પક્ષ ઊભો થયો, જે પોતાને મહાસભા જેટલી સ્પષ્ટ રીતે સહાય કરી શકે છે એવી જ કસોટી ઉપર મહાસભાનું અને ગાંધીજીની નેતાગીરીનું મૂલ્યાંકન કરતો થયો. એ જહાલ પક્ષને આધ્યાત્મવાદ સાથે કે રામરાજ્ય સાથે કશી નિસ્બત નહોતી. એને તો પોતાનું જીવન ધોરણ કેટલું સલામત, ભાવી કેટલું નિશ્ચિત અને જીવનકક્ષા કેટલી ઊંચી ચડે છે એની સાથે નિસ્બત હતી.

આ જહાલ પક્ષે પહેલવહેલી જ વાર મહાસભાના કાર્યક્રમની સીધી કસોટી કરવાની સ્થિતિ અને વાતાવરણ પેદા કર્યા. આ જહાલ પક્ષની આઝાદીની-મુકમ્મિલ આઝાદીની માગણી અવગણી શકાય એવી ન હતી. અને આ પક્ષ પોતાની એ માગણીમા જરાયે બાંધછોડ કરે એ સભવિત ન હતુ. આ પક્ષની ઉપસ્થિતિએ મહાસભાની નીતિને કેવો અને કેટલો ઝોક આપ્યો એ આપણે આગળ ઉપર જોઇશું. સુભાષબાબુ આ પક્ષના અગ્રણી હતા—બલકે આદ્ય સ્થાપક હતા. એ માટે એમને કેટલુ સહન કરવુ પડયું એ પણ આગળ ઉપર જોઈશું

## ૮. સાઇમન કમિશન

એકપક્ષે લડાયક રીતિનીતિમાં માનનારો એક રાષ્ટ્રવ્યાપી પક્ષ દેશમાં પોતાનાં મૂળ નાંખતો હતો, ત્યારે બીજી બાજુ લડતનો અવસર ઊભો કરે એવા બનાવો ઝડપથી બનતા હતા.

ઇ. સ. ૧૯૨૭ ના નવેમ્બર માસમાં ઇંગ્લાંડની સરકારે ઇન્ડિયન સ્ટેચ્યુટરી કમિશનની નિમણૂક કરી. સર જ્હોન સાઇમનની સરનશીની નીચેના આ–હિન્દમાં સાઇમન કમિશન નામે ઓળખાતા તપાસ પંચમાં સાત સભ્યો હતા. એક તો સર જ્હોન સાઇમન. એ ઉપરાંત વાઇન્ટ બર્ન હામ, લોર્ડ સ્ટ્રેથ્કોના, ઓન. એડમંડ કેડોગના, મિ. વરનન હાર્ટશોર્ન, મેજર એટલી અને કર્નલ લેઇન–ફોક્સ એના સભાસદો હતા. બેનમૂન ઉસ્તાદીભરી શાહીવાદી મુત્સદ્દીગીરી પણ જેનું નિવારણ નથી કરી શકી એવી આ ગંભીર અને ભારે મોટી ભૂલ હતી.

આ તપાસ–પંચની નિમણૂક થતાંની સાથે જ હિન્દભરમાં ભારે મોટો વિરોધ ઊઠયો. વિનીતોને એમાં એક પણ હિન્દીનો નહિ કરવામાં આવેલો સમાવેશ હિન્દને માનભંગ કરનારો લાગ્યો; વાઇસરોય લોર્ડ ઇરવીને મહાત્મા ગાંધી અને પં. મોતીલાલ નેહરુને મુલાકાત આપી. પરંતુ એ મુલાકાતનું કાંઈ પણ પરિણામ ન આવ્યું. ગાંધીજીએ પૂર્ણ સ્વરાજ્ય–સાંસ્થાનિક સ્વરાજ્યની બાંહેધરી માગી. પરંતુ વાઇસરોય એ માગણી મંજૂર કરી શકે એમ ન હતું. આમ વાઇસરોય અને ગાંધીજી છૂટા પડયા. ઉભય પક્ષને કબૂલ થાય એવો કોઈ તોડ ન નીકળ્યો અને બન્નેએ પોતપોતાને માર્ગે જવાનું નક્કી કર્યું.

પરંતુ ગાંધીજીએ સંપૂર્ણ આઝાદીને બદલે સાંસ્થાનિક સ્વરાજ્યની વાઇસરોય પાસેથી બાંહેધરી માંગી એ સામે સુભાષે વિરોધ ઉઠાવ્યો.

અને દેશભરના યુવક મંડળોએ એ વિરોધનો પ્રચંડ પ્રતિઘોષ કર્યો. આ મુકમ્મિલ આઝાદીની માગણીથી ગૂંજતા વાતાવરણમાં મદ્રાસની મહાસભા ડૉ. અન્સારીના પ્રમુખપદ નીચે મળી.

આ મહાસભામાં સુભાષ બોઝે કારોબારી સમિતિની નીતિ સામે વિરોધ-ઉદ્દામ પક્ષને દોર આપ્યો. મહાસભા સમિતિમાં, મહાસભાની જાહેર બેઠકમાં એણે મહાસભાના સત્તાધારી આગેવાનો સામે જબરી ઝુંબેશ ઉઠાવી. એને પરિણામે મહાત્મા ગાંધીજીનો મહાસભાના બંધારણમાં સુધારો કરવા માગતો હતો એ ઠરાવ ઉંચાઢી બેઠકમાં ઊડી ગયો. મહાસભાના અંતિમ ધ્યેય તરીકે મુકમ્મિલ આઝાદીનો ઠરાવ પસાર થયો.

સુભાષબાબુની આ બે ઠરાવો માટેની લડત જેમ મહાસભાના ગાંધીવાદી આગેવાનોના મક્કમ સામના સામે ફાવી તેમ બીજા બે ઠરાવો માટેની લડત નિષ્ફળ નીવડી. 'સાઈમન' કમિશનના દરેક ઘડીએ, હરએક જગાએ ને હરએક તબક્કે 'બહિષ્કાર' કરવાના મૂળ ઠરાવ ઉપર સુભાષે સુધારો મૂક્યો હતો કે મહાસભાએ સાઈમન કમિશનનો બહિષ્કાર કરીને કેવળ બેસી ન રહેતા સમાંતર સહકાર સ્થાપવાની પ્રવૃત્તિ શરૂ કરી દેવી જોઈએ. એને આગે જે લડત ચાલે એ લડત ઉપાડી લેવી જોઈએ. સાઈમન કમિશનને જ આમ લડતના કારણ તરીકે બનાવવાનો સુભાષબાબુનો આ સુધારો ઊડી ગયો. સુભાષબાબુનો બીજો વિરોધ હતો સર્વ પક્ષ પરિષદ સામે.

પાર્લામેન્ટમાં લોર્ડ બર્કનહેડ હિન્દી વજીર હતા ને એણે સંપૂર્ણ સફેદ તપાસપંચનો બચાવ કરતા હિન્દના હિન્દીઓમાં બંધારણ ઘડવાની કરી જ આવડત નથી એવો તુમાખીભર્યો અભિપ્રાય બતાવ્યો હતો. મહાસભાએ આ અભિપ્રાયને પડકાર રૂપ લેખ્યો અને દેશભરમાં સર્વ કોઈ પક્ષ તરફથી સાઈમન કમિશનનો જે જબ્બર વિરોધ થતો હતો એનો લાભ લઈને સાઈમન કમિશન સામે સંયુક્ત મોરચો

જમાવવાનો વિચાર કર્યો. કમનસીબ અંતને માટે નિર્માણ થયેલી આ પરિષદનો વિચાર મૂળ કોણે કર્યો એ તો ખબર નથી, પરંતુ ગાંધી-વાદી આગેવાનોએ એ વિચારને ઉપાડી લીધો અને મદ્રાસ મહાસભામાં ઠરાવ રૂપે રજૂ કર્યો

સુભાષબાબુ આ ઠગનની સામે હતા. સુભાષબાબુએ કહ્યું કે : મહાસભા પોતે જ જો લડત લડવાની હોય તો પછી દેશનું બંધારણ ઘડવાનો અધિકાર એનો જ છે. મહાસભાને સર્વ પક્ષની પ્રતિનિધિ બનાવવાનો અર્થ નથી તેમ મહાસભા જેવી લડાયક સંસ્થાએ રાજ-કીય આઝાદી માટે નહિ લડવાનો જેમનો ઇરાદો છે એનો સહકાર પણ શોધવો જોઇએ નહિ. જેઓ બંધારણ ઘડવાનો હકક માગતા હોય એમણે લડાઈમાં પણ સાથ આપવો જ જોઇએ અને જેઓ દેશની આઝાદીને માટે લડવાને તૈયાર ન હોય, તેઓને આઝાદીના બંધારણમાં અવાજ રજૂ કરવાનો પણ અધિકાર નથી. હિન્દુ-મુસ્લિમ એકતાનો સવાલ એ ખરી રીતે કોઈ મહત્ત્વનો સવાલ નથી. મૂળ સવાલ અને મૂળ ધ્યેયને જ મક્કમતાથી વળગી રહેવું અને નિશાન નમાવ્યા સિવાય આગળ વધવું એ જ ખરો સવાલ છે મહાસભા પોતે કોઈ એક કોમની સભા નથી એટલી ખાતરી આપે અને જેને આવવું હોય એને માટે દરવાજા ઉઘાડા રાખે એથી વિશેષ એણે કરવું નહિ જોઇએ.

સુભાષબાબુની આ દલીલે હિન્દુ-મુસ્લિમ એકતાના પ્રશ્નને મહત્ત્વનો માનનારાઓને ભારે આઘાત કર્યો, અને સુભાષબાબુનો પ્રસ્તાવ ઊડી ગયો. પરંતુ એમણે પોતાની લડાયક શક્તિ અને સ્પષ્ટ વિચાર-સરણીનો મદ્રાસમાં પરચો આપ્યો. મદ્રાસની મહાસ-ભાએ એમને મહાસભાની કારોબારી સમિતિમાં લીધા અને પં. જવાહરલાલ નેહરુ ને શ્રી. શ્યેબ કુરેશીની સાથે મહાસભાના મંત્રી તરીકે નીમ્યા.

ઈ સ ૧૯૨૮નુ આખુ વર્ષ હિન્દનુ રાજકારણ સુભાષ—જવાહરની જોડી ઉપર દુ સહ તાપથી ઝૂઝી રહ્યુ એ તાપ જેમ હિન્દી સરકારને પણ અસહ્ય થઈ પડ્યો, તેમ મહાસભાના ગાંધીવાદી આગેવાનોને પણ ડોલાવનારો બન્યો એણેજ મહાસભાના ગાંધીવાદને એમની અસર જગ્યાએથી આગળ ખેચ્યો

સાઈમન કમિશનના બહિષ્કારને યુવક પ્રવૃતિએ ભારે મજબૂત બનાવ્યો સભાઓ, સરઘસો તો રોજના થઈ પડ્યા હિમાલયથી કન્યાકુમારી સુધી 'સાઈમન પાછો જા' નો પ્રચડ ઘોષ ફરી વળ્યો સાઈમન બહિષ્કારમા ભાગ લેવા માટે બગાળામા વિદ્યાર્થીઓ સામે શિસ્તના પગલા ભરવામા આવ્યા ને એમાથી હિન્દભરમા વિદ્યાર્થી-પ્રવૃત્તિના મડાણ થયા

લાઠીચાર્જો પણ થયા ને એવા એક લાઠીચાર્જમાં મિ સોન્ડર્સ નામના એક અમલદારને હાથે લાલાજીને સખ્ત ઈજા થતા પરિણામે એમનુ અવસાન થયુ દેશભરમા આ પછી ઉત્સાહની સાથે રોષનો પણ જુવાળ ચઢ્યો

આવી રીતે હડધૂત થયેલુ સાઈમન કમિશન લોકોના પ્રચડ ઉત્સાહ અને યુવકોની જાગૃતિની મહારેલથી હિન્દમાથી જાણે સહેજે હડસેલાયુ હોય એમ પાછુ ગયુ (સુભાષ અને જવાહર પ્રાતે પ્રાતની) યુવક પરિષદોમા ઘૂમીને મુકમ્મિલ આઝાદીની ઝિન્દાબાદ બોલાવવા લાગ્યા દેશભરમા ઈન્કિલાબની આગ ઊઠી, ઈન્કિલાબ ઈન્કિલાબ, ને ઈન્કિલાબ સિવાય બીજી કોઈ ઘોષણા ક્યાય સભળાતી નહોતી દેશ આખો જાણે ભભૂકી ઊઠયો હતો

મહારાષ્ટ્ર યુવક પરિષદના પ્રમુખ તરીકે સુભાષબાબુ પુનામા ગયા ત્યાથી એ સીધા ૧૯૨૮ના મે માસમા ગાધીજી પાસે આવ્યા અને એમને એમણે બગાળા, સયુક્ત પ્રાત પજાબ મહારાષ્ટ્ર,

મધ્યપ્રાંત વગેરેની જાગૃતિનો અહેવાલ આપીને તત્કાલ સીધી લડત ઉપાડવાનો આગ્રહ કર્યો.

તેમણે કહ્યું કે, દેશ અત્યારે ભીકળી રહ્યો છે, કિસાનો સળવળી રહ્યા છે, યુવકો માથું મૂકવા તૈયાર છે. દેશભરમાં મજૂરો અસ્વસ્થ બન્યા છે. રોજ રોજ સ્થળે સ્થળે હડતાલો પડે છે. ને હજારો કામદારો એમાં સામેલ થાય છે. આ સમયે ગાંધીજીએ ચૂપ નહિ બેસી રહેવું જોઇએ પણ રાજકારણમાં બહાર આવીને કામદારો ને યુવકોની આગેવાની લઈને સીધી લડત ઉપાડવી જોઈએ.

જો કે ઈ. સ. ૧૯૩૦ના 'યંગ ઈન્ડિયા'માં ગાંધીજીએ પોતેજ એકરાર કર્યો છે કે 'સવિનય ભંગની લડત બે વર્ષ પહેલાં ઉપાડવામાં આવી શકી હોત.' પરંતુ ઇ. સ. ૧૯૨૮માં તો એમણે સુભાષને એટલોજ જવાબ આપ્યો કે મને પ્રકાશ દેખાતો નથી. સુભાષે બે દિવસ સુધી ગાંધીજી સાથે આગ્રહી ચર્ચા કરી પરંતુ હાલ તુરત પોતે કાંઈ દોર આપી શકે એમ નથી, એવા, પોતાના ઇરાદામાંથી ગાંધીજી વિચલિત ન થયા.

આ જ અરસામાં એટલે કે ઈ. સ. ૧૯૨૮ ના મે માસમાં મુંબઇ મુકામે સર્વપક્ષી પરિષદ મળી. સુભાષ પણ એમાં હાજર હતા. આ પરિષદે હિન્દનું બંધારણ ઘડીને એના મૂળગત સિદ્ધાન્તોને વિશાળ રૂપરેખા આંકવા માટે એક નાની સમિતિ નીમી. પંડિત મોતીલાલ નેહરુ એના પ્રમુખ હોવાથી એ નેહરુ સમિતિ નામે ઓળખાવા માંડી. સુભાષને પણ આ સમિતિમાં નીમવામાં આવ્યા.

બે માસ જેટલો સમય તો નેહરુ સમિતિએ જ લીધો.

સુભાષની સીધી લડત તત્કાલ ઉપાડવાની દરખાસ્તનો અસ્વીકાર કરીને ગાંધીજી રાજકારણમાં દાખલ થઈને, પોતાના હાથ મજબૂત કરવાની દિશા તરફ ઝપાટાબંધ પગલાં ભરવા માંડયા. એનો

અર્થ એ પણ થઈ શકે કે ગાંધીજી પણ હવે સીધી લડતનો કાળ આવી ચૂક્યો છે એ સમજી ચૂક્યા હતા. પરંતુ સીધી લડત ઉપાડતાં પહેલાં પોતાની આગેવાનીને સ્થિર કરવા માગતા હતા. ઈ. સ. ૧૯૨૮માં સીધી લડત લડવાનો પ્રજાકીય અને રાજકીય દૃષ્ટિએ ઘણો જ સાનુરૂપ અવસર હતો. એ પછી જે બે વર્ષ ગાંધીજીએ પોતાની આગેવાની જમાવવામાં જવાં દીધાં એમાં ૧૯૨૮ કરતાં પરિસ્થિતિ પ્રજાકીય દૃષ્ટિએ બગડી હતી. કેમ કે એ બે વર્ષમાં સરકાર કામદાર પ્રવૃત્તિને પોતાના બૂટની એડી નીચે છૂંદી નાંખી શકી હતી. ને કામદારોને સરકારી જોરતલબીનો એકલે હાથે કરવો પડેલો સામનો અને એમના ઉપર ગુજરતી શાહીવાદી પેસકદમીઓમાં મહાસભાએ બનાવેલા વૈમનસ્યે મહાસભા તરફ કામદારોને શંકાશીલ બનાવ્યા હતા. ઐતિહાસિક પબ્લીક મેઈફટી બિલ, મીરત કાવતરાં કેસ, મુંબઈની મિલ હડતાલનો મામલો, જમશેદપુરની હડતાલો કામદારોને એકલે હાથે, મહાસભાની સહાનુભૂતિ ને સહકાર વિના પાર ઉતારવાં પડ્યાં હતાં, અને એ જોરદાર પ્રવૃત્તિને સરકાર અને કારખાનાદારોની મતલબી એકદિલીએ કચરી નાંખી હતી.

ઠેરઠેર હડતાલોનો પવન ફુંકાતો હતો. ઈ. સ. ૧૯૨૮માં એમાં એક માત્ર સુભાષના અપવાદ સિવાય ક્યાંય મહાસભાવાદી સંસ્થા કે આગેવાને કામદારોને સાથ ન આપ્યો. સુભાષે પોતે તાતા આયર્ન વર્કસના કામદારોની હડતાલની આગેવાની લીધી હતી અને હડતાલ જિતાડી આપી હતી. પણ એ સિવાય તો કામદારો એકલાજ ઝૂઝ્યા.

લગભગ પાંચ લાખની સંખ્યાના આ આખા કામદાર વર્ગને ઈ. સ. ૧૯૨૮માં લડતમાં જોડી શકાત, પણ એ બન્યું નહિ. પોતાની આગેવાની સ્થિર કરવા માટે મહાત્માજીએ બે વર્ષ સુધી સીધી લડતને થંભાવી એમાં દેશને સરવાળે લાભ થયો કે નુકસાન એ નક્કી કરવાનું આ સ્થાન નથી. આટલી વાત ઐતિહાસિક હકીકત છે. ઈ.

સ. ૧૯૨૮ ના એ માં સુભાષે ગાંધીજીને દેશ લડત માટે તૈયાર છે માટે સીધી લડત ઉપાડીને એનું નેતૃત્વ લેવા વિનંતિ કરી, ત્યારે ગાંધીજીએ એ પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો. પછી તરત જ ગાંધીજી રાજકારણમાંથી પોતાની ઐચ્છિક ફારગતીનો અંત લાવીને સક્રિય ભાગ લેવા માંડયા અને સીધી લડત અટકાવવામાં એમણે પોતાની લાગવગનો પૂરો ઉપયોગ કર્યો. ઈ. સ. ૧૯૨૯ની મહાસભાની વર્કિંગ કમિટિમાંથી ગાંધીજીએ સુભાષને અખિલ હિન્દ મહાસભા સમિતિની બહુમતિની વિનવણી છતાં બાતલ રાખ્યા અને પછી જ તરત સીધી લડત ઉપાડી.

પરંતુ આપણે આપણી કથાને આગળ ચલાવીએ. એક બાજુથી સર્વપક્ષી પરિષદની નેહરુ સમિતિ બંધારણનો અહેવાલ ચર્ચતી હતી ત્યારે બીજી બાજુએ ગાંધીજીએ અખિલ હિન્દ મહાસભા સમિતિમાં મદ્રાસના સ્વાતંત્ર્યના ઠરાવને અસામયિક ગણાવતો પ્રસ્તાવ રજૂ કર્યો. ગાંધીજી પોતાની લાગવગનું માપ રાખવા માગતા હોય તો જ આવો ઠરાવ રજૂ કરે. મહાસભાએ પસાર કરેલા ઠરાવને મહાસભાની તાબેદાર સમિતિને અસામયિક ને ઉતાવળા જાહેર કરનારા ઠરાવને રજૂ કરવાનું બીજું તો કોઈ કારણ હોઇ શકે એમ દેખાતું નથી. સુભાષે મહાસભા સમિતિમાં સક્રમ વિરોધ કર્યો ને ગાંધીજીનો આ પ્રસ્તાવ રદ થયો.

આમ લગભગ પગલે પગલે ગાંધીજી અને સુભાષ વચ્ચેનો વિરોધ વધતો જતો હતો. એવામાં નેહરુ સમિતિએ દિલ્હીમાં પોતાનો અહેવાલ ઉપર સહી મૂકી. આ અહેવાલમાં સમિતિએ 'સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્ય' ની સૂચના કરી હતી. સુભાષના પ્રસ્તાવથી નેહરુ સમિતિએ પોતાના અહેવાલમાં એટલો સુધારો કર્યો કે નેહરુ સમિતિના સભાસદો સર્વાનુમતે સાંસ્થાનિક સ્વરાજ્યના બંધારણની ભલામણ કરે છે. પણ સહી કરનારાઓમાંથી કોઈ સંપૂર્ણ સ્વતંત્ર-

તામાં માનતા હોય તો તેમને પોતાના તરફથી પોતાના ધ્યેયનો પ્રચાર કરવાનો પૂરો અધિકાર અનામત રહેશે.

ઑગસ્ટ માસમાં સર્વપક્ષ પરિષદની જાહેર બેઠકમાં જ્યારે આ અહેવાલ રજૂ થયો ત્યારે ગાંધીજીએ આ અપવાદ સામે વાંધો ઉઠાવ્યો. ગાંધીજી એમ કહેતા હતા કે આવો અપવાદ હોઈ શકે નહિ. સર્વાનુમતે અહેવાલ હોય તો પછી સહી કરનારાઓમાંથી કોઈને અહેવાલની ભલામણોથી વિરુદ્ધ પ્રચાર કરવાનો હક્ક ન હોઈ શકે! પંડિત મોતીલાલ નેહરુએ ખુલાસો કર્યો કે આ અહેવાલને સર્વાનુમતે બનાવવા માટે જ આ અપવાદ સ્વીકારવામાં આવ્યો છે ને સમિતિના તમામ સભાસદોએ એ અપવાદ પણ એ જ નજરે કબૂલ રાખ્યો છે. પરંતુ ગાંધીજી અડગ રહ્યા. અને સર્વપક્ષ પરિષદ જેમાં મોટો ભાગ કોમી મુસ્લિમો ને વિનીતોનો હતો તેમણે ગાંધીજીનો વિરોધ મંજૂર રાખ્યો. સુભાષબાબુએ નેહરુ સમિતિમાંથી તત્કાલ રાજીનામું આપ્યું અને 'ઇન્ડીપેન્ડન્સ લીગ' ની સ્થાપના કરી.

આમ મહાસભાના એકરાગી દળમાં હવે સ્પષ્ટ બે ભાગલા પડ્યા. અને એ ભાગલાઓ હવે તો પ્રત્યેક સવાલ ઉપર સામસામી છાવણીમાં જ ઊભા રહેવા લાગ્યા.

## ૯. જાગતી યુયુત્સા

કલકત્તાની મહાસભાથી હિન્દી રાજકારણનું નવું વર્ષ શરૂ થયું. કલકત્તા મહાસભાની બેઠકમાં મહાત્માજીએ એવો પ્રસ્તાવ રજૂ કર્યો કે જો એક વર્ષની અંદર બ્રિટિશ પાર્લામેન્ટ અને સરકાર નેહરુ અહેવાલનો સર્વાંગ અસ્વીકાર કરશે તો મહાસભા 'પૂર્ણ સ્વરાજ્ય'—સાંસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર કરશે. જો એવો સ્વીકાર નહિ થાય તો મહાસભા સવિનય ભંગની કે બીજા કોઈ પ્રકારની સીધી લડત શરૂ કરશે.

આ ઠરાવ ઉપર સુભાષબાબુએ સુધારો મૂક્યો કે ઈંગ્લાંડથી સ્વેચ્છાએ છૂટા પડી જવાના અધિકાર સમેતની મુકમ્મિલ આઝાદી સિવાય હિન્દને સંતોષ થશે નહિ. પોતાના સુધારાના સમર્થનમાં સુભાષબાબુએ નેહરુ અહેવાલની રમૂજી અને બોધપ્રદ કહાણી વર્ણવી. નેહરુ સમિતિએ સર્વાનુમતે નેહરુ અહેવાલ ઘડ્યો છે એ વાત સાચી હતી અને સાચી ન પણ હતી. હકીકત તો એ હતી કે પોતે કદી પણ મુકમ્મિલ આઝાદી સિવાય હિન્દ માટે બીજા કશા જ બંધારણને માગતા નથી. સહી કરતાં પહેલાં એમણે આ વાત સમિતિને જણાવી હતી. સમિતિએ એ ઉપરથી આ અહેવાલને સર્વાનુમતે કરવા માટે એવો ઠરાવ કર્યો હતો કે સહી કરનારમાંથી જે કોઈને બીજા પ્રકારનું બંધારણ જોઈતું હોય એને એનો પ્રચાર કરવાનો અધિકાર છે. આ સાફ સમજૂત ઉપર જ એમણે અહેવાલ ઉપર સહી કરી હતી. પણ ત્યાર પછી સર્વપક્ષ પરિષદમાં આ અહેવાલ વિષે પ્રાથમિક ચર્ચા થઈ ત્યારે ગાંધીજીએ આ અપવાદ સામે વાંધો લીધો ને એ અપવાદ રદ કરાવ્યો. આ ઉપરથી પોતે નેહરુ સમિતિમાંથી રાજીનામું આપી છૂટા થયા હતા અને ઈન્ડીપેન્ડન્સ લીગ શરૂ કરી હતી.

પરંતુ આ પછી નેહરુ અહેવાલને ખુદ સર્વપક્ષ પરિષદે પણ અમાન્ય ગણ્યો છે. કલકત્તામાં સર્વપક્ષ પરિષદની બેઠકમાં હિન્દુ મહાસભા, શ્રી. જિન્હા, શીખો વગેરેને એમાં ઘણું વાંધાભરેલું લાગ્યું છે. એટલે નેહરુ અહેવાલ આજે અનાથ સંતાન જેવો બની ગયો છે. આવી સ્થિતિમાં નેહરુ અહેવાલને સર્વ પક્ષોની રાજકીય માગણીઓનો પ્રતીક ગણવો એ હકીકત પણ નથી.

આમ છતાં મહાસભા નેહરુ અહેવાલને અપનાવી લે તો મહાસભાનો હક છે. જે પક્ષ દેશની આઝાદી માટે લડે છે એ જ પક્ષનો દેશના બંધારણમાં અવાજ હોવો જોઈએ. વિનીતો, મુસ્લિમો, શીખો કે જે બીજા કોઈ—કોમી કે રાજકીય પક્ષોને બંધારણમાં પોતાનો અવાજ જોઈતો હોય એમણે તો દેશને ખાતર લડત કરવાની જવાબદારી પણ લેવી પડશે. પણ મહાસભા નેહરુ અહેવાલને અપનાવતી હોય તો સાંસ્થાનિક સ્વરાજ્યની માગણી શા માટે કરે? મહાસભાએ મદ્રાસમાં મુકમ્મિલ આઝાદીનો ઠરાવ કર્યો છે તે હવે સાંસ્થાનિક સ્વરાજ્ય શા માટે સ્વીકારે? મહાસભા નેહરુ અહેવાલમાં સૂચવાયેલું બંધારણ ભલે સ્વીકારે, પણ એ બંધારણ સાંસ્થાનિક સ્વરાજ્યના પાયા ઉપર નહિ પણ મુકમ્મિલ આઝાદીના પાયા ઉપર રચાયેલું હોવું જોઈએ.

ઠરાવ અને સુધારા ઉપર મત ગણતરી થતાં સુભાષ બાબુનો પ્રસ્તાવ ૯૭૩ વિરુદ્ધ ૧૧૩૦ મતે ઊડી ગયો. અને મહાસભાએ ગાંધીજીનો એક વર્ષ માટે નેહરુ અહેવાલને સ્વીકારવાનો ઠરાવ કર્યો. આ મહાસભાની કારોબારી સમિતિમાં સુભાષ ફરીને ચૂંટાયા. અને એમને અને પં. જવાહરલાલ નહેરુને હિંદમાં સ્વયંસેવકદળ રચવાની કામગીરી સુપ્રત થઈ.

આ બાજુ જીવનભરના લડવૈયા મહાત્મા ગાંધીજીએ જુદ્ધના સાજ સજ્યા. કલકત્તામાં મહાસભાની સાથેસાથ અખિલ હિન્દ યુવક

મહાસભા પણ શ્રી. નરીમાનના પ્રમુખ પદ નીચે ભરાઈ હતી અને એના સ્વાગતાધ્યક્ષ તરીકેના ભાષણમાં સુભાષે નમ્રતાની અતિશયતા ને ગાંધીજીના લંગોટનાં નાનાં મોટાં અનુકરણોની પાછળ રહેલી વિચાર દારિદ્ર્યોમાંથી જાગતી નિષ્ક્રિયતાનો જબર વિરોધ કરીને જુવાનોને મુમુત્સા અને વિજિગિષા કેળવવાનો અનુરોધ કર્યો હતો.

સુભાષ બાબુ જેવી યુયુત્સા માગતા હતા તેવી યુયુત્સા હવે દેશભરમાં ઘૂમીને મહાત્માજીએ જગવવા માંડી. સ્થળે સ્થળે એમણે એક વર્ષની મુદત, નેહરુ અહેવાલ, આવતી લડત માટેની તૈયારી વિષે પ્રચંડ આંદોલન ઊભું કર્યું.

આ દરમિયાન સુભાષ સ્વયંસેવક દળની રચનામાં મશગૂલ હતા. પરંતુ એની અંદર રહીને એ પોતાની બીજી જવાબદારીઓ ન ભૂલ્યા. આ પૈકીની એક જવાબદારી બંગાળાની ધારાસભાની હતી. બંગાળાની ધારાસભામાં સ્વરાજ્ય પક્ષ વારંવાર પ્રધાન મંડળને ઉથલાવી નાંખતો હતો. આ ઉપરથી મૂંઝાઈને બંગાળાના ગવર્નરે ધારાસભા બરખાસ્ત કરી.

હવે સુભાષ બાબુએ તાલીમબદ્ધ સ્વયંસેવકોનો ઉપયોગ કેમ થઈ શકે એ બતાવ્યું. એમણે ચૂંટણીની લડત આખી લડાયક ધોરણે લડી બતાવી. સ્વયંસેવકોની તાલીમ, સ્વયંસેવકોની કૂચ, ધારાસભાનો ચૂંટણીનો અર્થ, સુભાષબાબુનું ઘોડા ઉપર,, મોટર ઉપર આખા પ્રાંતમાં ઘૂમી વળવું. ચૂંટણીના સ્થાન ઉપર સ્વયંસેવકોની સલામી, આ બધી ચળવળની એટલી તો વ્યાપક અસર થઈ કે પહેલાં હતી એના કરતાં પણ ઘણી મોટી બહુમતીએ સ્વરાજ્યપક્ષ પાછો ચૂંટાઈને આવ્યો. ને આ પ્રવૃત્તિની અસર મુસ્લિમો ઉપર એટલી તો પડી હતી કે રાષ્ટ્રીય વિચારણાવાળા મુસ્લિમો પણ ઘણી મોટી સંખ્યામાં ચૂંટાઈને આવ્યા.

ધારાસભાના કામમાંથી સુભાષબાબુ ફારેગ થયા એટલે એમણે ફરીને પોતાનું લક્ષ યુવક પ્રવૃત્તિ તરફ દોડાવ્યું. ફરીને એમણે સૂત્રો

ડ્રામમાં લીધાં દેશભરમાં એમણે આઝાદીની ફરીને ધૂન જગાવી. મહાત્મા ગાંધીજી પણ આ જ અરસામાં પોતાની એક વર્ષની મહેતલ પૂરી થયા પછીની આઝાદીની વાત કરતા હતા. દેશભરમાં પહેલી જ વાર 'મહાત્મા ગાંધીજીની જય'ની સરસાઈ કરી શકતો જયનાદ સંભળાયો : 'ઈન્કિલાબ ઝિંદાબાદ.'

અને સૌથી પ્રચંડ ઘોષ વધારેમાં વધારે ભાવના અને શ્રદ્ધાથી દેશભરના જુવાનોએ ઉઠાવ્યો. શાળાઓનાં મકાનો, કોલેજિયનોની કોલેજનાં મકાનો રાષ્ટ્રીય જ્વાલાથી જાણે ઝળહળી રહ્યાં. જર્જરિત કેળવણીનાં ગુલામખાનાં પાયામાંથી હચમચી ઊઠયાં. કયાંક કયાંક આ ગુલામખાનાઓને ગુલામો માટે અનામત રાખવાની મતલબથી એમાંથી આઝાદ બનવા માગનાર જુવાનને હાંકી કાઢવામાં આવ્યા અને એવા શિસ્તનાં પગલાંઓએ જુવાનોને પોતાની કમર કસતા બનાવ્યા.

આ અરસામાં જુન માસમાં મહાસભાની વર્કિંગ કમિટિની બેઠક મળી અને ગાંધીજીએ એ કમિટિમાં ઠરાવ મૂકયો કે તમામ પ્રાંતીય ને વડી ધારાસભામાંથી મહાસભાવાદી સભાસદોએ રાજીનામા આપવાં. સુભાષ બાબુએ આ ઠરાવનો વિરોધ કર્યો પરંતુ વર્કીંગ કમિટિએ તો એ ઠરાવ પસાર કર્યો. ત્યાર બાદ અલાહાબાદમાં જુલાઈ માસમાં અખિલ હિન્દ મહાસભા સમિતિની બેઠક મળી, ત્યારે વર્કીંગ કમિટિનો આ ઠરાવ મંજૂરી માટે રજૂ થયો. આ સમયે પંડિત મોતીલાલ નેહરુ પણ ગાંધીજીની તરફેણમાં હતા. પરંતુ સુભાષે મહાસભા સમિતિમાં પણ વિરોધ કર્યો. એમની દલીલ એ હતી કે ધારાસભાનો જે મોરચો સર કર્યો છે એ મહાસભાએ હાથમાંથી જવા નહિ દેવો જોઈએ. ધારાસભા કાંઈ સંગીન કામ નથી કરી શકતી એ વાત સાચી પણ ધારાસભા પાસેથી કાંઈ સંગીન કામની આશા પણ રાખવી નહિ જોઈએ. ધારાસભા સરકારી ખુશામદખોરો અને પ્રજાના નામધારી આગેવાનોથી ભરાઈ જાય, અને આવા લોકોને પ્રજાકીય આગેવાનો

તરીકે સરકારને સન્માનવાનો અવસર મળે એ સરકારના હાથમાં પ્રજાના ભાગલા પાડવાનું હથિયાર પૂરું પાડે છે. સુભાષ બાબુનો વિરોધ સફળ થયો. વર્કિંગ કમિટિનો ઠરાવ ઊડી ગયો ને ધારાસભાના અહિષ્કારની વિચારણા લાહોર મહાસભા સુધી મુલતવી રાખવામાં આવી.

આ દરમિયાન પંજાબ, મધ્યપ્રાંત, બિહારમાં પ્રાંતીય યુવક પરિષદો મળી ને સુભાષને એના પ્રમુખ નીમવામાં આવ્યા. દરેક સ્થળે સુભાષે હરએક પળે ને દરેક ઘડીએ ને હરએક તબક્કે મુકમ્મિલ આઝાદીની માગણી કરી. જુવાનોને એ માગણી સિવાય બીજી કોઈ માગણીનો મક્કમ વિરોધ કરવાનો અનુરોધ કરવામાં આવ્યો.

આ આઝાદીના ઝંડા નીચે દેશમાં જહાલ વિચારણાનો પક્ષ જામતો હતો. આ પક્ષને મહાસભાની મોજૂદ નેતાગીરી અશ્રદ્ધાવાન ને હતચેતન લાગતી હતી. એ પક્ષ હવે નેતાગીરીમાં પલટો અને તત્કાળ સીધી લડત માગતો હતો.

સુભાષ બાબુના રાજકીય જીવનમાં ઈ. સ. ૧૯૨૯નું વર્ષ ઘણું મહત્ત્વનું છે. એ વર્ષમાં દેશભરમાં ઘણો જોરદાર બનતો ઉદ્દામ પક્ષ સંગઠિત થતો હતો, આ ઉદ્દામ પક્ષ અને ગાંધીપક્ષ વચ્ચે મૂળગત ભેદ દેખાતો હતો. ગાંધીપક્ષનું પ્રધાનલક્ષણ રાષ્ટ્રીય રાજકારણમાં અહિંસાનું સર્વોપરિત્વ, અને વિનયતાનું બાહુલ્ય હતાં. ગાંધીજી આખી લડત જાણે દેશમાં અહિંસા સ્થાપવા માગતા હોય એ જાતનો એમનો પ્રચાર હતો. અહિંસાને ગાંધીજીએ પોતાનો જીવનધર્મ માન્યો છે. એને માટે એમણે હિન્દના રાજકારણમાં ઈશ્વર, અંતરાત્મા, આત્મબળ જેવા આધિભૌતિક પ્રમાણો પણ આપવા માંડ્યાં હતાં. પુરાણો ને મહાભારતના પણ હવાલા આપવા માંડ્યાં હતાં. એ અહિંસા જાળવવાને માટે પ્રજાકીય સહકાર જોઈએ ને એ સહકાર સાધવા માટે એ સૌને કોઈ તકરારમાં વધારેમાં વધારે નમતું આપવા માગતા હતા. માનવીના જીવન વ્યવહારમાં આવી રીતે નમતું આપવામાં ઘણો લાભ

અને ઘણી હાનિ છે. સ્વાધીન દેશ હોય તોયે આવી રીતે એક વર્ગ બીજા વર્ગને નમતું આપે એમાં પણ શોભા છે, પરંતુ પરદેશી શાસન અને ખાસ કરીને ભાગલા પાડીને રાજ કરવાની જેની રાજનીતિ મશહૂર છે, એવી પરદેશી રાજકીય સરકાર સામેની લડતમાં આવી રીતે નમતુ આપવાની—અવિનય વિનમ્રતાની નીતિએ મતલબી અને વાચાળ વર્ગોને પોતાના વાજબી ગેરવાજબી દાવાઓને જોરશોરથી સ્થાપતા કર્યા. કોમવાદી મુસલમાનોએ શ્રી. જિન્હાના ચૌદ મુદ્દાનો ઝંડો ફરીને ઊભો કર્યો. શીખોએ અલગ જમાત જમાવવા માંડી. મૂડીવાદી વર્ગોએ ગાંધીજીની મિજાજપુચ્છી કરી. કામદારોના ક્ષોભથી ધ્રૂજી ગયેલી હિન્દી મૂડીવાદીઓએ ગાંધીજીના જીવનના મહાન સિદ્ધાન્તને અંતરતમ સત્યને સમજ્યા સિવાય ગાંધીજીની રીતિનીતિમાંથી બને એટલો લાભ ઉઠાવવા માંડ્યો.

શાહીવાદી સરકાર વચનભંગ, છળકપટ કરી શકે છે એમ તો ગાંધીજી સ્વાનુભવે જાણી શક્યા છે. એને માટે એમણે નિખાલસ વાણી પણ વાપરવા માંડી છે. પરંતુ શાહીવાદની ઓથ નીચે પ્રત્યાઘાતી બળો દેશમાં પેદા થયાં છે, એમાં રહેલો મેલ ગાંધીજી નથી પારખી શકતા, ગાંધીજી રાજકીય મુત્સદ્દીગીરી સમજી શકે છે, પણ સ્વાર્થની ચાલબાજી નથી સમજી શકતા આને કારણે ઘણીવાર ગાંધીજી પોતાના વિરોધીઓને જોઇએ એના કરતાં વધારે લક્ષ આપે છે ને પોતાના અનુયાયીઓને જોઇએ એટલો ન્યાય નથી આપી શકતા. ગાંધીજીના સ્વભાવની આ મર્યાદા ગાંધીવાદમાં પણ ઊતરી છે. ગાંધીવાદ પણ પોતાના અનુયાયીઓમાં ધાર્મિક અને અહિંસક જીવનની શિસ્ત માગે છે. વિરોધીઓની મેલી મતલબ ઉઘાડી હોય તોયે એને સામે ચાલીને સર્વે રસ્તે મળવા માગે છે. આખું જ દૃષ્ટિબિંદુ 'સ્વ'ને વધારેમાં વધારે કચરી નાખીને 'પર'ને અર્થે જ જીવવાના પરમ ઉદાત્ત અને કેવળ સાધુ પુરુષોને જ શક્ય એવા ધીર અને વીરની ધર્મબુદ્ધિમાંથી જન્મે છે. ગાંધીજી પોતાના જીવનમાં એ વીર અને ધૈર્ય

ઉતારી શક્યા છે. અને એમના અનુયાયીઓ પણ જો છોટા ગાંધીઓ બની શક્યા હોત તો જરૂર ગાંધીવાદ એ જગત ઉપરના એક મહાન આશીર્વાદ સમાન નીવડત, પરંતુ સામાન્ય માણસ જેટલો બહાદુર બની શકે છે એટલો ધર્મબુદ્ધિ નથી બની શકતો. એટલે ગાંધીવાદના અંચળાની નીચે દંભવાદને પણ જન્મ અને અહિતકર પોષણ મળ્યું છે.

આની સામે ઉદ્દામપક્ષ પોતાને 'દેશ' નથી માનતો પણ પોતાની આઝાદી મેળવવા માટે ઝૂઝતા એકપક્ષ તરીકે પોતાને જુએ છે. પોતાની આઝાદી દેશની આઝાદી સિવાય શક્ય નથી માટે એ દેશની આઝાદી માટે લડે છે. એનું જીવન ધ્યેયમુક્તિમિશ્ર આઝાદી છે. એ ધ્યેયને સિદ્ધ કરવાનું પરમસાધન ઈન્કિલાબ છે. ઈન્કિલાબ સાધ્ય બનાવવાને દેશના સ્થાપિત કાયદા, પ્રજાનું વ્યાપક અજ્ઞાન, વ્યાપક નિઃશસ્ત્રતા અને સમસ્ત પ્રજામાં સંસ્કાર, તાલીમ, સામુદાયિક ધાર્મિકતા, વગેરેને કારણે પડી ગયેલા અને જુદા જુદા અસાધ્ય પડી જતા થરો વગેરેને કારણે અહિંસા એ એનું પરમ અને સર્વને ઉપલબ્ધ શાસન છે. એને અહિંસા એ સાધ્ય નથી. માત્ર સાધન છે. એનું સાધ્ય સ્વતંત્રતા છે. એટલે એને સમાધાન, બાંધછોડમાં વિશ્વાસ નથી. જીવન સતત જંગ છે એમ એ માને છે, એટલે વિજય જેઓ લડે છે એને માટે છે ને આઝાદી જેઓ એને માટે ભોગ આપે છે એમની જ એમ એ માને છે. એટલે એમને આઝાદી માટે જેઓ લડાઈ કરતા નથી ને શાહીવાદી ઓથ નીચે જેઓ ફૂલે છે ને ફાલે છે ને જેને જીવન વ્યવહાર જ સીધા કે આડકતરા શોષણના નિભાવમાં છે અને જેઓ એ શોષણના નિભાવ માટે શાહીવાદની ઓથ નબળી લાગે તો પ્રજાવાદની ઓથ શોધવામાં નડાનમ નથી જોતા એવા વર્ગો સાથે તડજોડ કરવામાં એને વિશ્વાસ નથી. યુયુત્સુ અને પરાક્રમ એના પ્રાણ અને શ્વાસ હોવાથી જેઓ યુયુત્સુ નથી ને પરાશ્રયી છે તેઓ માટે એને માન નથી. આ દૃષ્ટિ દર્શકને જેટલું માન આપી શકે છે

નેટલે પક્ષ–બ્હારના સહાયકોને આદર નથી આપી શકતો, આત્મશ્રદ્ધા, અથાગ યુયુત્સા એ જીવનના પરમ સત્ત્વનો અનન્ય એકરાગ માગી લે છે. પરંતુ સામાન્ય માનવીને માટે આવા અનન્ય રાગ શક્ય નથી, એટલે ઉદ્દામવાદના અચળા નીચે વીર્યવાન તાકાતવાનોની સાથે આરોડિયાઓ પણ દેખાય છે.

આજ અરસામાં સુભાષ બાબુના પ્રાણ સમા 'ફોરવર્ડ' પત્ર ઉપર આપત્તિ આવી. ઇસ્ટ ઇન્ડિયા રેલ્વે ઉપર થયેલા એક અકસ્માત પરત્વે 'ફોરવર્ડ' લખેલા એક લેખથી પોતાની બદનક્ષી થયેલી માનીને એ સરકારી રેલ્વે કંપનીએ 'ફોરવર્ડ' પત્ર સામે નુકસાનીનો દાવો બાંધ્યો ને અદાલતે રૂપિયા દોઢ લાખની ભારે રકમની નુકસાની આપવાનો હુકમ કર્યો. ઘણા ખરા લોકો તો સરકારના આ જીવલેણ ઘાથી સુભાષ બાબુનું પત્રકારિત્વ મરી જશે એમ માનતા હતા; પરંતુ તેઓ આ વિરોધીઓની ચાલનો વળતી ચાલથી જવાબ આપનારા જુવાનને ઓળખતા નહોતા. 'ફોરવર્ડ'ના સંચાલકો એક બીજા પત્રનું ડેક્લેરેશન ખીસ્સામાં રાખીને ફરતા હતા. વળતે દિવસે 'ફોરવર્ડ' નામ બદલાવ્યું અને 'લીબર્ટી'નું નામ ધારણ કર્યું. આટલી સહેલાઇથી આટલી તત્પરતાથી મહિનાઓ થયા ઘસી ઘસીને ધારદાર બનેલી તલ્વારનો ઘા નિવારી શકાશે એનો સરકારને પણ ખરેખર ખ્યાલ નહોતો.

પરંતુ ઉદ્દામ પક્ષનો નાયક જેમ સરકારને આંખના કણાની માફક ખૂંચતો હતો—ખાસ કરીને જ્યારે એ ગાંધીવાદની અપેક્ષાએ નોકરશાહીની બુદ્ધિની પૂરી કસોટી કરતો હતો ત્યારે, ગાંધીવાદી રાજકારણે પણ એના ઉપર સૌથી પહેલું ને સીધું આક્રમણ કર્યું. બંગાળામાં સુભાષ બાબુની નેતાગીરીને બદલે મહાત્મા ગાંધીજીની નેતાગીરીમાં માનનારો એક નવો પક્ષ શ્રી. સેનગુપ્તાની રાહબરી નીચે ઊભો થયો. આ બે પક્ષો વચ્ચે સમાધાન કરાવવાની અધૂરા દિલની

ડૉ. સપ્રુ, મીસીસ એનીબિસેન્ટ, શ્રીમતી સરોજિની નાયડુ વગેરેએ સહી કરી. પંડિત જવાહરલાલ નેહરુ સહી કરવાની આનાકાની કરતા હતા એને તો ગાંધીજી મનાવી શક્યા, પરંતુ સુભાષ બાબુ, ડૉ. કિચલુ અને શ્રી. અબ્દુલ્લા બારીને તેઓ ઘણી સમજાવટ પછી પણ મનાવી ન શક્યા, અને એ ત્રણેએ આગેવાનોના નિવેદનની સામે એક બીજું નિવેદન પ્રગટ કર્યું.

આ નિવેદન ઉપરથી જોઈ શકાય છે કે ગોળમેજી પરિષદનું પરિણામ શું આવશે એ સુભાષ બાબુ પહેલેથી સમજી શક્યા હતા. એમના વિરોધના મુખ્ય કારણોમાં મહત્ત્વનું કારણ એ હતું કે હિન્દનું ભાવી બંધારણ ઘડવામાં જે પક્ષ આઝાદીને માટે લડાઈ કરતો હોય એ જ પક્ષનો અવાજ હોવો જોઈએ. જેઓને બંધારણમાં અવાજ જોઈતો હોય એમણે આઝાદી માટે લડાઈ કરવી જોઈએ. શાહીવાદી ઓથ નીચે રહેતાં ને આઝાદીની લડતમાં સર્વદા વિરોધ પક્ષમાં ને શાહીવાદી સાથમાં રહેતા બળોને બંધારણ ઘડવામાં અવાજ નહિ હોવો જોઈએ. એટલે બંધારણ ઘડનારી ગોળમેજીમાં બેસનારા પ્રતિનિધિઓની સરકાર નિમણૂક કરે એ મંજૂર ન રાખવું જોઈએ પણ પ્રજાએ પોતાના પ્રતિનિધિઓની ચૂંટણી કરવી જોઈએ. બીજું આવી સ્વતંત્ર ગોળમેજીના નિર્ણયો પાર્લામેન્ટની સંમતિને આધીન પણ નહિ રહેવા જોઈએ.

પરંતુ ગાંધીજી અને સુભાષ બાબુના દૃષ્ટિબિન્દુમાં જ ફેર હતો. ગાંધીજી એમ પ્રમાણિકપણે માનતા હતા કે બ્રિટિશ સરકાર સાફ દિલથી સમાધાન માગે છે. સુભાષ બાબુ એટલી જ પ્રમાણિકતાથી માનતા હતા કે બ્રિટિશ સરકાર સાઈમન કમિશનની નિમણૂકથી થયેલી ભૂલ વાળવાની ચાલબાજી રમે છે ને પોતાની પસંદગીના પ્રત્યાઘાતી આગેવાનોને બોલાવીને હિન્દમાં હજી વધારે ભાગલા પાડવા માગે છે. સુભાષ બાબુની નજરે સાઈમન કમિશનની નિમણૂકે દેશમાં સાધેલો

અજય એકરાગ તોડવાને માટેની આ રાષ્ટ્રીવાદી ચાલનાકી હતી. પ્રત્યક્ષ અનુભવે આજે આપણે જોઈએ છીએ કે સુભાષ બાબુનો દોર સ્વીકારવામાં આવ્યો હોત તો દેશને ઈ. સ. ૧૯૩૨ ની અગ્નિ-પરીક્ષા અને તે પછી ફરી જાગેલા કોમી પ્રશ્નમાંથી કાયમી રાહત મળી હોત. પરંતુ ગાંધીજીનો દોર અહિંસાની કસોટીએ જૂઠો તો નહોતો. એને તો માત્ર મતલબી વિરોધીઓ ઉપર ઉદ્દાત ભાવનાની અજમાયેશને અંગે અનિવાર્ય એવી આપત્તિઓ સહન કરવાની જ રહી. ગાંધીજી અહિંસા માટે ઝૂઝતા હતા. સુભાષ આઝાદી માટે ઝૂઝતા. સાધ્ય અને સાધન વિષે બન્નેની નજર જ પરસ્પર વિપરીત હતી.

ડિસેમ્બર માસમાં ગાંધીજી અને પં. મોતીલાલ નેહરુ વાઈસરોય લોર્ડ ઈર્વીનને મળ્યા. એમાં ગાંધીજીએ સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્યની બાંહેધરી માગી, પરંતુ વાઈસરોય એ ન આપી શક્યા. પરિણામે ગાંધીજી ખાલી હાથે પાછા પડ્યા.

અને હવે ગાંધીજીએ યુદ્ધની તૈયારી કરવા માંડી. હવે દેશની મુમુત્સા જાણે આ સંત પુરુષમાં મૂર્તિમાન થઈ હોય એમ ગાંધીજીએ સંપૂર્ણ સ્વતંત્રતાનો ઘોષ ઉઠાવ્યો. કલકત્તા મહાસભાએ આપેલી વર્ષભરની મહેતલ પૂરી થઈ હતી. એક વર્ષમાં અંગ્રેજ સરકારે કાંઈ જવાબ આપ્યો ન હતો. જે જવાબ આપ્યો હતો એ હિન્દની શક્તિ અને શ્રદ્ધાનું અપમાન કરનારો હતો.

અને લાહોરની મહાસભામાં ગાંધીજીએ પોતે જ આઝાદીનો ઠરાવ રજૂ કર્યો. તમામ ધારાસભાઓમાંથી મહાસભાવાદીઓએ રાજીનામાં આપવાનો ઠરાવ પણ પસાર થયો. સવિનય ભંગની લડત ચાલુ કરવાનો ઠરાવ થયો અને ગાંધીજીને એનું સુકાન સોંપાયું.

અત્યાર સુધી અખિલ હિન્દ મહાસભા સમિતિ મહાસભાની કારોબારી સમિતિની નિમણૂક કરતી. રાષ્ટ્રપતિનું આ પ્રધાનમંડળ મહાસભા સમિતિએ ચૂંટવું નહિ પણ રાષ્ટ્રપતિ પોતે જ પોતાની

પસંદગી કરી લે, એવો સિદ્ધાન્ત મહાત્માજીએ રજૂ કર્યો. મહાત્માજીએ જાતે જ કારોબારી સમિતિનાં પંદર નામો રજૂ કર્યાં. મહાસભા સમિતિ કાં તો આ પંદરે નામો એક પણ સુધારા કે વધારા સિવાય સ્વીકારે, અથવા તો ગાંધીજીનું રાજીનામું લે, એવી સાફ વાત ગાંધીજીએ કરી. પરિણામે મહાસભા સમિતિએ કારોબારીને ચૂંટવાના પોતાના હક્કને જતો કર્યો.

ગાંધીજીએ જે કારોબારી સમિતિ પસંદ કરી એમાં એમણે એકપણ ઉદ્દામ પક્ષના સભાસદને લીધો નહિ. સુભાષબાબુનું નામ બાદ કર્યું. અને ઈરાદાપૂર્વક બાદ કર્યું છે એમ એમણે કહ્યું.

આથી સુભાષબાબુએ અને શ્રી. શ્રીનિવાસ આયંગરે મહાસભા સમિતિમાંથી રાજીનામાં આપ્યાં. આ પ્રસંગથી શ્રી. શ્રીનિવાસ આયંગર તો એટલા બધા નાખુશ થયા કે તમામે તમામ મહાસભા સંસ્થાઓમાંથી એમણે રાજીનામાં આપીને નિવૃત્ત નિવાસ લીધો.

પરંતુ સુભાષબાબુ સ્વભાવથી જ ત્યાગપરાયણતાની સામે કર્મપરાયણતામાં માનતા. છોડી દેવુ એ એમના સ્વભાવમાં નહોતુ, જતું કરવું એમના સ્વભાવમાં નહોતુ. સમાધાન એમની આખમા નહોતુ. ગમે તેવા પરાજયને પણ આત્મશ્રદ્ધાથી પચાવી લેવો એટલે મહાસભાના આગેવાન–મંડળમાંથી મહાત્મા ગાંધીજીએ એમને ફરમાવેલી સજાને એ માથું ગુમાવ્યા સિવાય જીરવી શક્યા, બલ્કે સિપાહીગીરીની વાત તો એ છે કે સંપૂર્ણ સ્વતંત્રતાની સીધી લડત લડવાનો ઠરાવ કરનાર મહાસભા સમિતિએ બબ્બે વર્ષથી અથાગ પરિશ્રમે દેશમાં સંપૂર્ણ સ્વતંત્રતાનું વાતાવરણ તૈયાર કરનાર સિપાહીને કરેલો અન્યાય જીરવી લીધો.

સુભાષબાબુએ બંગાળામા જઈને મહાસભાની લડતને વ્યવસ્થિત કરવામાં લગાતાર કામ કરવા માડ્યુ બંગાલ પ્રાંતિક સમિતિમાંથી, કલકત્તાના મ્યુનિસિપલ રાજકારણમાંથી એ જુદા તરી ગયા. બલ્કે એ સ્થાને શ્રી. સેનગુપ્તા—કારોબારી સમિતિનો વિશ્વાસ ધરાવનાર,

બંગાળી ગાંધીવાદી આગેવાન ચૂંટાય એ માટે એમણે જાતે પ્રચાર કર્યો. સર્વ અધિકારોમાંથી ફારેગ થઈને એમણે માત્ર સ્વયંસેવકના સેનાપતિનો અધિકાર જ જાળવ્યો.

સુભાષબાબુ માટે મહાત્માજીને જો બુદ્ધિના વિરોધ ને વિચારોના મૂળગત ભેદની અંદર પણ હૃદયનું મમત્વ બંધાયું હોય તો સુભાષ બાબુએ જે મરદાનગીથી મહાત્માજીનો ઘા ઝીલ્યો એ મરદાનગીથી બંધાયું. બેનરજીઓ, મુન્જેઓ, સપ્રુઓ, જિન્હાઓ, અલીભાઈઓ, આયંગરો, પાલો, શાસ્ત્રીઓ, મહાત્માજીના જે ઘાથી ભાંગી ગયા તે મહાસભામાંથી ભાગી ગયા એ પ્રભાસ્ત્રના ઘા માત્ર ત્રણ માણસોએ જુદી આત્મિક તાકાતથી ઝીલ્યા છે—ભારે વિરોધ છતાં પોતાના ધર્મભાઈઓ જ્યાં છે ત્યાં જ પોતાનું સ્થાન છે અને બીજે ક્યાંય પણ હોઈ શકે નહિ એવી ઉદાત્ત આત્મીયતા સેવતા ધર્મભીરુ, કોમ-સેવક પંડિત માલવિયા, તેમજ માધવરાવ અણે, તેમજ આઝાદીના જંગમાં સરદારીમાંથી પદભ્રષ્ટ થયેલા જુવાને સિપાહી તરીકે પણ લડવું જોઈએ એવી પૌરુષેય સિપાહીગીરીની ભાવનાથી પ્રેરાયેલા સુભાષે. એણે જ મતભેદો, વિચારભેદોની વિશાળ બનવાની સંભાવના-વાળી ગુફાઓને સાંકડી જ બનાવી રાખી ને પછી પણ સામસામે કદિ ઊભેલા આ રાષ્ટ્રવીરો એકબીજાને ભાઈ ભાઈ કહીને ભેટી શક્યા ને—તે પછી પણ મહાસભાનો તાજ વગરનો રાજા ગાંધીજી એ જ સિપાહી સુભાષને પોતે એના એક વાર ઝૂંટી લીધેલાં કરતાં પણ વધારે ઊંચે સ્થાને સ્થાપે છે.

સુભાષ અને ગાંધીજીનું મિલન ઘણું હૃદયસ્પર્શી હતું એમ અખબારોએ જણાવ્યું. મિલન હૃદયસ્પર્શી ન હોય તો ધરતી ઉપરથી ઇન્સાનિયત ઊડી જાય. ઘા કરનાર કે ઘા જીરવનાર એમાંથી કોણ વધારે ક્ષમાપાત્ર હોઈ શકે ને કોની ક્ષમા વધારે, ઉદાત્ત ગણાય એ અકળ કોયડો છે. પરંતુ બે વીરલ મહત્તા-ઓનો ગંગા-જમના સંગમ એ માનવતાની અસ્મિતાની પરમ પરાકાષ્ઠા તો છે જ.

## ૧૦. ખડિયામાં ખાંપણ

જીવનકાર્યે, જીવનધ્યેયે અને જીવનક્ષેત્રે આઝાદીના સિપેહ-સાલાર સુભાષ રાષ્ટ્રના સિપાહી તરીકે સજ્જ થયા. હિન્દનું ભાગ્ય જાણે કોઈ મહાચાકને ચક્રાવે ચડ્યું હોય એમ તવારીખનું ચક્ર પણ વધારે ને વધારે વેગથી વિંઝાવા માંડ્યું. મૂર્છાઓમાં પણ પ્રાણ આવે એવો વેગનો નશો દેશની ઉપર આઝાદીના પ્રચંડ વંટોળ જેવો દેશમાં ઊડ્યો. આકાશમાંની ગંગા અવનિતલ ઉપર અવતરતી હોય એમ આઝાદીની ભાવના જાણે અંતરીક્ષમાંથી દેશ ઉપર ઊતરી આવી. અને એ પતિપાવન આકાશ–ગંગાના વેગ અને આવેગને ઝીલવાને હિન્દને ગામડે ગામડે ને શહેરે શહેરે નાના મોટા રુદ્રો ઉઘાડે માથે ને ઉઘાડે પગે ખડા થઈ ગયા. કોઈ જાતનો સ્નેહ કોઈને ય કોઈ જાતનાય સાહસમાંથી વારી શકયો નહિ. પત્નીઓએ પતિઓને વિદાય કર્યા ને માતાઓએ પુત્રોને વિદાય આપી અને કોઈના જીવનમાં એક એવો 'શબ્દ' જાગ્યો હતો કે જેને ઝીલે તો જ ઇન્સાન ઇન્સાનિયત જાળવી શકે.

જાન્યુઆરીમાં રાજીનામાઓની પરંપરા આવી. ધારાસભાઓ ને વડીધારાસભાના ભરચક બાંકડાઓ ઉજ્જડ થઈ ગયા, ફેબ્રુઆરીમાં સૈન્યોની જમાવટ થવા માંડી, માર્ચ માસમા એ ચિરસ્મરણીય દાંડીની કૂચ શરૂ થઈ.

ને એપ્રીલની છઠ્ઠી તારીખે હિન્દભરમાં સત્યાગ્રહનો—સવિનય ભંગનો આરંભ થયો. દેશભરમાં આગેવાનો, નેતાઓની આઝાદીની તમન્ના ઉપર જેલની મહોર લાગવા માંડી.

એપ્રીલ માસમાં સુભાષ પકડાયા, એમને અલીપુર જેલમાં લઈ જવામાં આવ્યા. શ્રી. સેનગુપ્તા અને બીજા સ્વયંસેવકો પણ સાથે

હતા જેલમા આ બધા ઉપર ગોર્ડરોએ લાઠીનો હુમલો કર્યો સુભાષ બાબુને ઇજા થઈ આની ફરિયાદ જેલ સત્તાવાળા પાસે ગઈ પરતુ સુભાષબાબુએ કોઈ જાતની ફરિયાદ કરવા ના પાડી, તેમ ફરિયાદમા સામેલ થવાની ના પાડી આપણે તો સિપાહી છીએ સિપાહીગીરીના સર્વ જોખમો સહેવા જોઈએ આપણે ન્યાય નથી જોઇતો વિજય જોઈએ છે! ફરિયાદમા સામેલ નહિ થવા માટે એમણે આ શબ્દોમા કારણો જાહેર કર્યા.

સુભાષબાબુ છૂટયા. ફરી પકડામા ફરી છૂટયા, અને પશ્ચાત જાર સ્વયસેવકોની ગિરફતારીઓથી ફફડાટ થતી જેલોની સામે ીઠા સત્યાગ્રહ, જગલ સત્યાગ્રહ, જપ્ત સાહિત્ય સત્યાગ્રહ, ના-કર ત્યાગ્રહ, ધારાસણા, વગાદ, રત્નાગીરી, પેશાવર, લાન બમીસ, ને બઇનો ગગનભેદી જયઘોષથી ફેલાતાઈ ગયેલી તવારીખની ગાથાનુ . સ ૧૯૩૦ નુ વર્ષ પૂરુ થયુ

જાન્યુઆરી માસની ૨૬મી તારીખ સને ૧૯૩૧ સુભાષબાબુ કલકત્તા કોરપોરેશનના પ્રમુખ સ્વાતન્ત્ર્ય દિનનુ સરઘસ દોરતા હતા. એ સરઘસ ઉપર ઘોડેસવાર પોલીસે ઘોડા દોડાવ્યા'. ને લાઠીઓ ચલાવી સરઘસ પાછુ ન હઠયુ. ન વિખેરાયુ કઈક ઘવાયા, કઈક જખમી થયા આખરે ઘોડાઓ ચમકીને પાછા હઠી ગયા

એ ઘોડેસવાર પોલીસના લાઠીચાર્જમા સુભાષબાબુને સખત ઇજા થઈ શરીર લોહીલોહાણ થઈ ગયુ કપડા ફાટી ગયા એક બે હાડકા ભાંગી ગયા ને એવી દશામા પોલીસે એમને કેદ કર્યા

પોલીસ થાણામા એમને ચોવીસ કલાક રાખવામાં આવ્યા ન ખાવાને અનાજ, ન પીવાને ટીપુ પણ પાણી. નહિ કશી વૈદકીય સારવાર. ચોવીસ કલાક પછી ફાટેલ કપડે ને લોહીનુહાણ શરીરે એમને પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ સન્મુખ ખડા કર્યા મેજીસ્ટ્રેટ એમના

દિ ૧૭ જોઈને ચમકી ગયા એમણે સુભાષની ફરિયાદ લખના માડી સુભાષે ફરિયાદ કરવાની ના પાડી મેજિસ્ટ્રેટે એમની કેફિયત લીધી, અને સુભાષમાણુની એક્ષ-૨ તપાસ કરવાનો હુકમ કર્યો તપાસમા એમની હથેલીના બે હાડકા ભાગી ગયેલા નીકળ્યા ઈ સ ૧૯૩૧ ના માર્ચ માસની સાતમી તારીખે સુભાષ જેલ બહાર આવ્યા

લડત પૂરી થઈ હતી ગાધી ઈર્વીન કરારનામા ઉપર ગાધી જીની અને લોર્ડ ઈર્વીનની સહીઓ થઈ હતી

દેશભરમા વિજયનો જાણે વાવટા ચડવા લાગ્યો નોકરશાહી દાત કચકચાવી રહી ગાધીજીનુ સર્વત્ર સન્માન થયુ દેશે એને મહાવીર તરીકે પૂજ્યા

કરાચીની મહાસભા આવી સરદાર વલ્લભભાઈ પટેલ પ્રમુખ થયા અને મહાસભાની બેઠક ને આગલે દિવસે સરદાર ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને ફાસી દેવાઈ

ઈ સ ૧૯૨૮ મા ધારાસભામા ટ્રેડ ડિસ્પ્યુટ ઉપર ચર્ચા ચાલતી હતી ત્યારે વડી ધારાસભામા બોમ્બ ફેકનાર સરદાર ભગત સિંહે ઘણા ટૂક સમયમા દેશના જુવાન વર્ગમા અજબ પ્રીતિ ને આત્મીયતાનુ સ્થાન મેળવી લીધુ હતુ એ વાર આ સરદાર અહિંસક પ્રવૃત્તિમા માનતા હતા પજાબમા નવજુવાન સભાના પ્રાણ હતા પરતુ સૉન્ડર્સની લાઠીથી લાલાજીના થયેલા અવસાને એનું માથુ ઘણુ ગરમ બનાવી દીધુ સૉન્ડર્સના ખૂનમા એમનો હાથ હોવાનો પોલીસનો મુકદ્દમો હતો લાહોર કાવતરા કેસ દરમિયાન એમના એક સાથી જતિન દાસે ચોસઠ દિવસના ઉપવાસ કરીને દેહ વિસર્જન કર્યું હતુ સરદાર ભગતસિહ પજાબના આગેવાન સરદાર અજીતસિંહના ભત્રીજા થાય સૉન્ડર્સનો હુમલો લાલાજીનુ અવસાન, સૉન્ડર્સ ઉપર પ્રતિકાર, વડી ધારાસભામા સરદાર ભગતસિંહનું નિર્ભીક નિવેદન જેલ દરમિયાન તેમની રાજકીય કેદીઓના અધિ

કાર માટેની લડત, એમની લાંબી અનશન હડતાલ, એમના એક સાથીનું એ હડતાલ દરમિયાન દેહ-સમર્પણ—જુવાનોના અંતરમાં સરદાર ભગતસિંહે અજબ મહાકાવ્યનું સ્થાન મેળવી લીધું હતું. એને ફાંસી!

રાવી નદીને તટે અંધારી રાતે એમના છૂપા અગ્નિસંસ્કાર, એમના અર્ધ બળ્યા અવશેષો રઝળે. શા કામની હતી જુવાનોએ આઝાદી જંગમાં કરેલી કુરબાની, શા કામની હતી ગાંધી ઈર્વીન સંધિ? શા કામની હતી એ કરારનામું, શા કામની હતી મહાસભાની સિપાહીગીરી, શા કામની હતી મહાત્માજીની આગેવાની, જો સરદાર ભગતસિંહને બચાવી ન શકાય તો?

જુવાનોમાં જબરો રોષ જાગ્યો ને ગાંધીજી સામે કાળા વાવટા ને કાળા ફૂલોના દેખાવો થયા. કરાંચી મહાસભા, ગાંધી-ઈર્વીન સંધિ બધું ફાંસીના માંચડાની જેમ હચમચી ઊઠ્યું. મહાસભામાં જબરું ભંગાણ પડવાની દહેશત ઊભી થઈ.

જ્યારે ઊર્મિઓ ઊકળી રહી હતી, હવામાં રોષ ઊછળી રહ્યો હતો, દેશમાં ભારે પ્રકોપ જાગ્યો હતો, ગાંધી-ઈર્વીન સંધિ રોષની દાંડી ઉપર હીંચતા અસ્થિર પલ્લામાં તોળાઈ રહી હતી, જ્યારે 'ગાંધી ગો બૅક'નો પડછંદ અવાજ મહાસભાના ખાદીના નગરને વંટોળની જેમ આવરી, ભીંસી, ધ્રુજાવી રહ્યો હતો, ત્યારે બે માણસોની બુદ્ધિ સ્થિર રહી. એક ગાંધીજી અને બીજા સુભાષ. ગાંધીજીએ જુવાનોના વિરોધી દેખાવો ઉપર કશો રોષ ન કર્યો. બહુ જ સમત્વ ને મમત્વથી એ રોષના ઝેરને પી ગયા. સરદાર ભગતસિંહને છોડાવવાને પોતે, ડૉ. સર તેજ બહાદુર સપ્રુ અને પં. માલવિયાજીએ કરેલા ભારે પ્રયાસોની વાત કરી. વાઇસરૉય ઈર્વીને પોતાનાથી બનતું કરવા વચન આપ્યું હતું ને પાળ્યું હતું પણ એ બધું છતાં હોનહાર હતી તે થઈ જ ગઈ. સરદાર ભગતસિંહના પિતા બુઝર્ગ સરદાર

કિચનસિંહે પણ સૂકી આંખે અને તરડાઈ ગયેલા અવાજે જુવાનોને ગાંધીજીના પ્રયાસની ગવાહી પૂરી

ગાંધીજીએ સરદાર ભગતસિંહનો જાન ઉગારવાના પ્રયાસ તો કર્યા હતા એ તો જુવાનોને પણ સમજાયું ને એમણે ગાંધીજીને કરેલા અન્યાય બદલ માફી પણ માગી પરંતુ ગાંધીજી ઉપરથી ઊતરેલો રોષ ગાંધી–ઇરવીન સંધિ ઉપર બેવડા વેગથી ઊતર્યો જુવાન સમુદાયની વલણ એવી ઘડાઈ ગઈ કે કાં તો ગાંધી–ઇરવીન સંધિને ફગાવી મહાસભા બહાલી ન આપે અથવા તો જુવાન સમુદાય મહાત્માનો સર્વથા ત્યાગ કરે

પરંતુ રાજકીય લડતમાં વિરોધીઓના દાવે દાવની મિનાવત કરવાની વ્યૂહ–નીતિમાં માનનાર સુભાષ આવેશની આંધિમાં પોતાની બુદ્ધિને ખુઝાવા દે એવા નહોતા એમણે એક સર્વગ્રાહી નજરે પારખી લીધું કે ઉદ્દામપક્ષની એમની આગેવાનીનું ખરું આર્થક અત્યારે જુવાનોને રોકવામાં છે મહાનાયકને હાથે દુભાયેલા, મહાસભા સમિતિથી રિસાયેલા નિર્ભીક મનાતા કોઈ અલ્પબુદ્ધિવાળા આગેવાનને જુવાનોના રોષને આવેશની સાથે ભેળસેળની દેવાનું સ્વાભાવિક સૂઝ્યું હોત સાંસ્થાનિક સ્વરાજ્ય ઉપર રચાયેલી ગાંધી–ઇરવીન સંધિ ફેંકી દેવામાં પૂર્ણ આઝાદીના ધ્યેયને આગળ વધતું માન્યું હોત, સરદાર ભગતસિંહના મૂર્ત ઉપર સવાર થઈને રાષ્ટ્રની આગેવાની માથી કરમાવાયેલી હઠધારીની સત્તા આંખના પલકારામાં ભૂંસી નાખવાનું સૂઝ્યું હોત ને એમનું એ મર્મ અવળું પણ ન ગણાત. સારું જ લેખાત આઝાદીની તવારીખમાં કદાચ એ એક નાનું સીમાચિહ્ન પણ લેખાત

પરંતુ એથીયે વધારે ઉજ્જ્વળ સીમાચિહ્ન લેખાય એવું, પગલું સુભાષે ભર્યું સુભાષને સાચા અને વધારે સાચા પગલા વચ્ચે પસંદગી કરવાની હતી અને એણે સાચાને બદલે વધારે સાચા પગલાની પસંદગી કરી

રાષ્ટ્રોની તવારીખમાં વિરલ બને છે એવું એ અવસરે બન્યું — મહાસભાથી બહાર અન્યાય પામેલાના હાથમાં મહાસભાનું ભાવી હતું ને એણે એ સલામત સાચવ્યું.

સુભાષને સમજાયું કે આ સવાલ આગેવાનોનો ન હતો પરંતુ આગેવાનીનો હતો. સરકાર સાથે સમાનભાવે બેસીને ગણનાપાત્ર ઠરેલા આગેવાને એક દસ્તાવેજ ઉપર સહી કરી હતી. જો એ સહી આજે નાકબૂલ કરવામાં આવે તો કાલે મહાસભા સાથે સરકાર વાટાઘાટ ના કરે. અને સરકારને મહાસભા સામે પોતાની સહી સ્વીકારવાનો ઇનકાર કરવા ભારે કારણ ઉઠાવવાની તક મળે. મહાસભાએ એક જવાબદારી ઉપાડી છે ને એ જવાબદારી અદા કરવી જોઈએ. સરદાર ભગતસિંહના નામની આસપાસ ભલે એટલું તેજ-ચક્ર વિંટળાયું હોય—અને સુભાષ તો એમના મૃત્યુના ખબર વાંચીને ખૂબ રોયા હતા—તોયે મહાસભાની લડતમાં અવસાન પામ્યા નહોતા કે મહાસભાએ મેળવેલી સલામતી કેદીઓની યાદીમાં એનો સમાવેશ નહોતો. સરકારે કરારનામાની ભાવના ભલે ન પાળી હોય, અક્ષરે તો પાળ્યા હતા.

ઉપરાંત એક વિશેષ અગત્યની એ પણ હતી. સુભાષના પોતાના જ શબ્દોમાં કહીએ તો : 'એ તો સહુ કોઈને સાફ સમજાય એવી વાત છે કે સરદાર ભગતસિંહને મહાસભાની બેઠકને આગલે જ દિવસે આપવામાં આવેલી ફાંસીનો અર્થ એટલો જ હતો કે સરકારી નોકરશાહી મહાસભામાં ભંગાણ પડાવવાની અને મહાસભાને હાથે જ ગાંધી—ઇર્વીન કરારના ભંગની સ્થિતિ ઊભી કરવા માગે છે. નોકરશાહીની આ ઇચ્છા ઉઘાડી છે. એટલે મહાસભામાં ભંગાણ ન પડે ને મહાસભાને હાથે ગાંધી—ઇર્વીન કરાર ભંગ ન થાય એ જોવાની આપણા ઉપર ફરજ રહે છે.'

અતિ તંગ વાતાવરણમાં મહાત્મા ગાંધીજીએ સરદાર ભગતસિંહના મૃત્યુ બદલના ખેદનો ઠરાવ મહાસભામાં પેશ કર્યો. ટૂંકું

પ્રવચન કર્યું. ઠરાવને ટેકા મળ્યા અને પછી સુભાષ વ્યાખ્યાન મંચ ઉપર આવ્યા. હજારો ગરદનો ઊંચી થઈ. હજારો કાન સરવા બન્યા. શું બોલશે સુભાષ! રાષ્ટ્ર ઉપર થયેલા અત્યાચાર બદલ પુણ્યપ્રકોપ સુભાષ ન ઠાલવે તો કોણ ઠાલવે? ગાંધી–ઇરવીન કરારના ચીરા એ નહિ ઉડાડે તો કોણ ઉડાડશે? ગાંધી–ઇરવીન કરાર જાય, એની પાછળ ગાંધીજી જાય, એની પાછળ સાંસ્થાનિક સ્વરાજ્ય, એ બધાં જ મહાસભાના મંચ ઉપરથી હડી જાય ને જે આઝાદીનો ધ્વજ એક વર્ષ પહેલાં રાવિ નદીને તટે રોપાયો હતો એ ફરીને સંસ્થાપિત થાય...ઇન્કિલાબ ઝિન્દાબાદ. ઇન્કિલાબ ઝિન્દાબાદ...સુભાષબાબુ જ્યારે વ્યાખ્યાન મંચ ઉપર આવ્યા ત્યારે સારી મહાસભાની બેઠક પ્રચંડ નાદથી કાળ ભરવા મથતા વનરાજની જેમ ત્રાડી ઊઠી.

પરંતુ સુભાષે ઠરાવને સર્વાનુમતે પસાર કરવાની વિનંતિ કરી. ઠરાવને ટેકો તો એ આપી જ ન શકે. પણ ઠરાવ ઉપર મહાસભામાં મતાંતરનો ચીરો પાડવા સામે એણે ચેતવણી આપી. સરદાર ભગતસિંહના આખરી અંજામથી પોતાને કેટલું દુઃખ થયું છે એનો એણે ખ્યાલ આપ્યો. જુવાનોને કેટલી વેદના થઈ છે એનો એમણે ચિતાર આપ્યો. પોતાને ગાંધી—ઇરવીન કરારમાં ભારે દિશા ભૂલ લાગે છે, એ પણ કહ્યું. પરંતુ એ બધા પછી એમણે ગષ્ટ્રની ઇજ્જતને અને આગેવાનીમાં વિરોધપક્ષના ઇતબારને જાળવવાનો પોતાનો નિરધાર જાહેર કર્યો.

અને પછી સરદાર ભગતસિંહનો ઠરાવ પસાર થયો.

પછી તો ઈ. સ. ૧૯૩૨ ની સાલ ઝપાટાબંધ જવા માંડી. વિધ્વંસક અને અર્થ–લડાયક મનોદશામાં ગાંધીજી ભારે ગડભાંજ પછી ગોળમેજીમાં ગયા. પાછળથી નોકરશાહીએ નહોર ઘસ્યા.

વર્ષના અંતભાગમાં વટહુકમો બહાર પડ્યા.—બંગાળ ઓરડીનન્સ, સંયુક્ત પ્રાંત ઓરડીનન્સ, સરહદ ઓરડીનન્સ...

ઈ. સ. ૧૯૩૧ના અંતમાં ગાંધીજી લંડનથી પાછા આવ્યા.

ઈ. સ. ૧૯૩૨ના જાન્યુઆરી માસની ચોથી તારીખે લડત ફરીને જાહેર થઈ. તો સામી વટહુકમોની હારમાળા આવે તૈયાર હતી. આ લડતમાં એક લાખ વીસહજાર સ્વયંસેવકો જેલમાં ગયા. ૮૨૫૮૮ નો આંકડો તો ખુદ સરકાર પણ કબૂલ કરે છે.

ઈ. સ. ૧૯૩૨માં સુભાષ પકડાયા. એમને નજરકેદ રખવામાં આવ્યા હતા. એક બિનજવાબદાર મંત્રીએ સાહેબની અફવાઓ એક પત્રમાં ગાંધીજીને લખી હતી. સુભાષ તો નામદારીઓને મદદ કરે છે! આ પત્ર ગાંધીજીને તો મળ્યો પણ નહોતો. સરકારના હાથમાં આવ્યો ને સરકારે એને પૂરતો પુરાવો માની લીધો.

સુભાષબાબુને પહેલાં મધ્યપ્રાંતમાં રાખ્યા પછી અલીપુર જેલમાં રાખ્યા. અહીં એમના ક્ષયરોગે ફરીને દેખાવ દીધો. શરીર ઘસાયું. તબિયત એકદમ નાજુક બની ગઈ અને ઈ. સ. ૧૯૩૩ના માર્ચ માસમાં લખનૌના લે. કર્નલ બમ્બે એમનું આરોગ્ય તપાસીને એમને વિયેનામાં સારવાર લેવાની ભલામણ કરી. સરકારને હિન્દ બહાર સુભાષબાબુ જાય તે સામે વાંધો નહોતો, એટલે સુભાષબાબુને મુંબઈ લાવવામાં આવ્યા, અને આગબોટ ઉપર ચડાવીને છૂટા કર્યા. આ સમયે ઈંગ્લાંડ જવાની મનાઈ ફરમાવવામાં આવી.

વિયેનામાં સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ પણ સારવાર લેતા હતા. બન્ને સાથે રહેવા લાગ્યા.

મે માસમાં ગાંધીજીએ હરિજન અંગે ત્રીજો ઉપવાસ શરૂ કર્યો હતો, ત્યારે એ જેલમાં હતા. આ ઉપવાસનો યુરોપમાં એવો પ્રચાર કરવામાં આવ્યો કે બ્રિટીશ સરકાર અસ્પૃશ્યોને માનવતાના અધિકારો આપે છે એ સામે વિરોધ તરીકે ગાંધીજીએ ઉપવાસ કર્યા છે! ગાંધીજીના હરિજન ઉપવાસોએ હિન્દમાં વધુ જ ઉપકારક કાર્ય કર્યું હશે પણ સુભાષબાબુના શબ્દોમાં પરદેશમાં એ નિર્બળ આશીર્વાદ

સરકારે એમને મુક્ત કરી દીધા. પણ બહાર નીકળીને ગાંધીજીએ કહ્યું કે એમને એક વર્ષની સજા થઈ છે. સરકારે એમને એમની તબિયતને કારણે નહોતા છોડ્યા, પણ પોતે એક વર્ષની મર્યાદા પાળશે અને ૧૯૩૧ ના ઑગસ્ટ સુધી રાજકારણથી અલગ રહેશે.

દરમિયાન સુભાષ બાબુ વિયેનામાં રહ્યા રહ્યા હિન્દની સ્થિતિ જે પલટો લેતી હતી, એનાથી મનમાં ખૂબ જ દુ:ખ પામતા હતા. એવામાં એમના પિતા શ્રી. જાનકીનાથ બોઝ બિમાર પડ્યા શ્રી. જાનકીનાથ બોઝ જીવનભરના વિનીત, પરંતુ એમના પુત્રોની થતી સતત ગેરકાયદે ગિરફતારી ને નજરકેદી—શ્રી. શરદચંદ્ર બોઝ પણ બંગાળા સરકારની નજરકેદ ભોગવી આવ્યા હતા——તેથી એમને જીવન તેજના સંધ્યાકાળે સરકારની ન્યાયપ્રિયતામાંથી વિશ્વાસ ઊઠી ગયો હતો ને એમણે પોતાનો ખિતાબ પાછો આપી દીધો હતો.

શ્રી. જાનકીનાથ બોઝની બિમારીને કારણે સરકારે શ્રી શરદચંદ્ર બોઝને બે વર્ષની નજરકેદ પછી બંધનમુક્ત કર્યા અને સુભાષને હિન્દમાં એક માસ માટે આવવાની પરવાનગી આપી. ઈ. સ. ૧૯૩૪ના ડિસેમ્બરની ૪ થી તારીખે સુભાષ બાબુ વિમાન રસ્તે હિન્દમાં આવ્યા પણ ત્યારે એમના પિતાનું અવસાન થઈ ચૂક્યું હતુ એક માસ પછી હિન્દી સરકારે એમને હિન્દમાંથી બહાર જવાની ફરજ પાડી ને સુભાષ બાબુ ઈ. ૧૯૩૫ ના જાન્યુઆરી માસના પહેલાં અઠવાડિયામાં પાછા વિયેના ઊપડ્યા

જ્યારે અતવેગાએ પંડિત જવાહરલાલ જેનમાંથી છૂટીને આવ્યા ત્યારે સુભાષ એમની સાથે ગયા

એક આપ્તજનના મૃતદેહની બાજુમા ઊભેલા પક્ષના અગ્રણીઓ એક બીજાને વધારે સમજી ગયા. છેલ્લા વર્ષ દરમિયાન બે વચ્ચે ઊભી થઈ ગયેલી ભેદની ભીત તૂટી ગઈ વિચારભેદો, રીતિભેદો, દૃષ્ટિભેદોના અતરતમ અતર ગહેના હૃદય પરખાયા

અને ફૈઝપુરની મહાસભામા પંડિત જવાહરલાલે પોતાની કારોબારી સમિતિમા શ્રી સુભાષને નીમ્યા ને એમની ગેરહાજરીમા પહેલા શ્રી નરીમાન અને પછી એમના ભાઈ શ્રી શરદચંદ્ર બોઝને નીમ્યા આ સમયે સુભાષ બાબુ હિન્દમા નજરકેદ હતા

એમની આ નજરકેદનો ઇતિહાસ પણ જાણવા જેવો છે હિન્દી સરકાર સુભાષને હિન્દ બહાર જ હદપારી તરીકે રાખવાની દાનત સેવતી હતી કોઈકે ઈ સ ૧૯૩૬ મા વડી ધારાસભામા સવાલ પૂછ્યો ને તેના જવાબમા હિન્દી સરકારે જવાબ આપ્યો કે સુભાષચંદ્ર બોઝે હવે હિન્દમા પાછા ફરવાની બિનલ આશા નહિ રાખવી જોઈએ ને જો આવશે તો તેને પકડવામા જ આવશે.

સુભાષે સરકારી ઇરાદાની આ જાહેરાતને પોતાની સામેના આવાહન રૂપ માનીને હિન્દ તરફ પ્રયાણ કર્યું ઈ સ. ૧૯૩૬ ના મે માસમા એ મુંબઈને કાંઠે પહોંચ્યા ને આગબોટ ઉપર જ એમને પકડી લેવામા આવ્યા—નજરકેદી તરીકે

પકડીને એમને આર્થરરોડ જેલમા રાખવામા આવ્યા ત્યાથી યરવડા જેલમાં ત્યાથી કરસોગ જેલમા અને ત્યા એમની તબિયત બગડતાં એમના પોતાના ભાઈના ઘરમા નજરકેદ રાખ્યા

આખરે મહાસભાના મોવડીઓ તેમજ સુભાષ બન્નેને સમજાયું કે અંદર અંદરના મતભેદો વધારવા કરતાં મનમેળ સાધવામાં જ સરવાળે હિન્દનું અને બંગાળાનું શ્રેયમ છે.

એ પરિસ્થિતિના એકરારરૂપ સુભાષ બાબુ હરિપુરા મહાસભાના રાષ્ટ્રપતિ ચૂંટાયા. મહાસભાની કારોબારી સમિતિએ પસંદગી કરી, એ પસંદગીમાં ઉભય પક્ષે એકરાગ હતો. મહાસભાને પોતાના નેજા નીચે બંગાળાને લાવવું હોય તો સુભાષને અપનાવ્યા વગર આરો ન હતો. સુભાષ સિવાય બીજા સર્વમાન્ય નેતાઓ ઊભા કરવાની બંગાળા મહાસભા પક્ષમાં કશી તાકાત દેખાઈ નહિ. સામે પક્ષે સુભાષને પણ એ સમજાયું કે જો એને દેશની સેવા કરવી હશે, બંગાળાની સેવા કરવી હશે, અંગ્રેજ સરકાર સામે લડત ચાલુ રાખવી હશે તો એને મહાસભાના સાથ વગર ચાલવાનું નથી. સુભાષે મહાસભાની લોકમાન્ય સ્થિતિ મંજૂર રાખી. મહાસભાએ સુભાષની અથાગ લડાયકવૃત્તિ સ્વીકારી ને બન્ને પક્ષ વચ્ચે સમજૂતી થઈ. સમજૂતી થવાને બદલે તડજોડ થઈ એમ કહેવું વધારે સાચું છે.

આમ હરિપુરા મહાસભા એ સુભાષ બાબુના જીવનનું પ્રથમ પ્રકરણ ખતમ કરે છે. ત્યારે મહાસભા અને સુભાષનાં રાજકારણનાં વર્તુલો એક બિન્દુ આગળ જોડાયાં.

પરંતુ સુભાષ બાબુ અને મહાસભાના મોવડીઓ વચ્ચે થયેલી આ તડજોડ લાંબી ચાલી નહિ. તડજોડ કરવાની ઉભય પક્ષની કોઈ નેમ બર આવી નહિ. અને બે વર્તુલો એક સ્થળે એક બિન્દુએ મળીને ફરી પાછાં જેમ વધારે ને વધારે દૂર ને દૂર થતાં જાય એમ સુભાષ બાબુ અને મહાસભા વચ્ચેનું અંતર પહેલા કરતા પણ વધારે ઝડપથી વધવા જ માંડ્યું.

આ અંતર વધતુ ગયુ એ ખેદકર હતું, પરંતુ અનિવાર્ય હતું. અને જેઓ મહાસભા અને સુભાષ બાબુ બન્નેના માનસને સમજતા હતા, એમને તો એમાં જરાય અચરજ ઉપજાવે એવુ યે નહોતું.

## ૧૧. રાષ્ટ્રપતિનો કાંટાળો તાજ

**હરીપુરા** મહાસભા એ સુભાષના જીવનની એક પરમસિદ્ધિ હતી. મહાસભાની સત્તાવાર રીતિનીતિ સાથેના સુભાષના મતભેદો જાણે તડજોડ થયા હતા. મહાસભાના સૂત્રધારો સાથે એનો મનમેળ સામાન્ય લોકોની નજરે અધૂરો દેખાતો હતો, તે પૂરો થયો દેખાયો

હિન્દી સરકારે બંગાળાના ભાગલા પાડયા હતા. એ ભાગલા સામે પ્રબળ પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠયો હતો. સરકારને એ ભાગલાઓ રદ કરવા પડયા હતા. પ્રજાના સંમિલિત બળનો વિજય પંદર વીસ વર્ષ પછી વેડફાઈ જતો લાગતો હતો. સરકાર જે કરી શકવાને સમર્થ નહોતી થઈ એ બંગાળાના આગેવાનો અંદર અંદરના ખટ-રાગોથી જાણે આપમેળે કરી રહ્યા હતા બંગાળા બે ભાગમાં વહેંચાઈ જવા માંડયું

બંગાળાની જનતા સમસ્તમાં જાણે ઊભા ભાગલા પાડવાનો એક મહારોગ જાગ્યો હતો હરકોઈ જાહેર પ્રવૃત્તિ, હરકોઈ જાહેર સંસ્થા, હરકોઈ જાહેર કાર્ય—પછી તે મહાસમિતિનું હોય, મુસ્લિમ લીગનું હોય, હિન્દુ મહાસભાનું હોય, સ્થાનિક સ્વરાજ્યનું હોય, સામાજિક સેવાનું હોય, એમાં જરાક કાર્યારંભ થયો કે તરત જ એમાં ઊભા ભાગલા પડતા દેખાયા જ છે હરકોઈ પ્રવૃત્તિમાં એક સાથે બે પક્ષો જાગતા જ હતા એક સાથે બે હરીફ સંસ્થાઓ ઊભી થતી ને એમનું મુખ્ય કામ જાણે સામસામા આક્ષેપો કરવાનું હતું

બંગાળાનો આ રોગ બીજા બધામાં જેટલો દેખાતો હતો એના કરતાં રાષ્ટ્રીય મહાસભાના રાજકારણમાં વધારે પ્રમાણમાં દેખાતો હતો. ને, એનું પ્રત્યક્ષ ઉદાહરણ હતું કે દેશબંધુ દાસના અવસાન પછી, એના બે પટ્ટશિષ્યો સેનગુપ્તા અને સુભાષની વચ્ચે રીતિનીતિ અને

પદ્ધતિનો ધરમૂળનો ભેદ રહ્યા જ કરતો હતો. એ કારણે દેશના રાજકારણમાં ને ખાસ કરીને મહાસભાના રાજકારણમાં બંગાળાનો અવાજ વધારે શોરીલો પરંતુ કશી જ સક્રિય અસર વગરનો બન્યો.

ને આ અંધાધુંધી અને અવ્યવસ્થાને અંગે બંગાળામાં હિંસાત્મક ક્રાંતિકારી ચળવળનું જોર ફરીને જામવા લાગ્યું. કેટલાક યુવાનોએ વર્ષોથી ઊંચી મૂકેલી રિવોલ્વરો હાથમાં લીધી. આ ક્રાંતિકારી ચળવળને દાબી દેવાને બહાને-બંગાળાની જાહેર જાગૃતિને સાવ કચરી નાંખવાને માટે અંગ્રેજ સરકારની કાયદો અને વ્યવસ્થાને નામે ચાલતી ગુન્હાગીરીના બે ખાસ નિષ્ણાતો—સર જ્હોન એન્ડરસન ગવર્નર તરીકે અને સર ચાર્લ્સ ટેગાર્ટ પોલીસ કમીશ્નર તરીકે નીમાઈને કલકત્તામાં આવ્યા.

સર જ્હોન એન્ડરસને પોતાના શાપિત નામની મહોર આયર્લેન્ડ ઉપર પાડી હતી; અને હથિયારબંધ માણસોના ખડા પહેરા નીચે રહીને આ શાહીવાદી ઠગે બંગાળામાં કાયદા અને વ્યવસ્થાને નામે કાળો કેર ગુજારવા માંડ્યો.

વીસમી સદીના આ જંગીઝખાનના ખાસ પસંદ સાગરીત સર ચાર્લ્સ ટેગાર્ટને તો પોતાનો જાન બચાવવાને માટે એક હિન્દુ ઔરતનાં કપડાં પહેરીને કલકત્તામાંથી માથે શાલ લઈને ભાગવુ પડ્યું હતું. એમાં બીજું બધું જ ભલે પરાજ્ય હોય તોય બંગાળાની જુવાનીનો તો વિજય જ હતો. અસાધારણ હિંમત દાખવીને સુભાષે આ જુવાનોની આગેવાની અપનાવી.

ને એ જુવાનીને સુભાષે ધીમે ધીમે પણ મક્કમ રીતે એક તંતુએ બાંધવા માંડી—એ જુવાનોના જોર ઉપર એણે બંગાળામાં મહાસભાનું ડગમગી ગયેલું આસન ફરીને સ્થાપવા માંડ્યું. બંગાળાનો અવાજ એણે ફરીથી મજબૂત બનાવ્યો.

આખરે મહાસભાના મોવડીઓ તેમજ સુભાષ બન્નેને સમજાયું કે અંદર અંદરના મતભેદો વધારવા કરતાં મનમેળ સાધવામાં જ સરવાળે હિન્દનું અને બંગાળાનું શ્રેયસ છે.

એ પરિસ્થિતિના એકરારરૂપ સુભાષ બાબુ હરિપુરા મહાસભાના રાષ્ટ્રપતિ ચૂંટાયા. મહાસભાની કારોબારી સમિતિએ પસંદગી કરી, એ પસંદગીમાં ઉભય પક્ષે એકરાગ હતો. મહાસભાને પોતાના નેજા નીચે બંગાળાને લાવવું હોય તો સુભાષને અપનાવ્યા વગર આરો ન હતો. સુભાષ સિવાય બીજા સર્વમાન્ય નેતાઓ ઊભા કરવાની બંગાળા મહાસભા પક્ષમાં કશી તાકાત દેખાઈ નહિ. સામે પક્ષે સુભાષને પણ એ સમજાયું કે જો એને દેશની સેવા કરવી હશે, બંગાળાની સેવા કરવી હશે, અંગ્રેજ સરકાર સામે લડત ચાલુ રાખવી હશે તો એને મહાસભાના સાથ વગર ચાલવાનું નથી. સુભાષે મહાસભાની લોકમાન્ય સ્થિતિ મંજૂર રાખી. મહાસભાએ સુભાષની અથાગ લડાયકવૃત્તિ સ્વીકારી ને બન્ને પક્ષ વચ્ચે સમજૂતી થઈ. સમજૂતી થવાને બદલે તડજોડ થઈ એમ કહેવું વધારે સાચું છે.

આમ હરિપુરા મહાસભા એ સુભાષ બાબુના જીવનનું પ્રથમ પ્રકરણ ખતમ કરે છે. ત્યારે મહાસભા અને સુભાષનાં રાજકારણનાં વર્તુલો એક બિન્દુ આગળ જોડાયાં.

પરંતુ સુભાષ બાબુ અને મહાસભાના મોવડીઓ વચ્ચે થયેલી આ તડજોડ લાંબી ચાલી નહિ. તડજોડ કરવાની ઉભય પક્ષની કોઈ નેમ બર આવી નહિ. અને બે વર્તુલો એક સ્થળે એક બિન્દુએ મળીને ફરી પાછાં જેમ વધારે ને વધારે દૂર ને દૂર થતાં જાય એમ સુભાષ બાબુ અને મહાસભા વચ્ચેનું અંતર પહેલાં કરતાં પણ વધારે ઝડપથી વધવા જ માંડયું.

આ અંતર વધતું ગયું એ ખેદકર હતું, પરંતુ અનિવાર્ય હેતું. અને જેઓ મહાસભા અને સુભાષ બાબુ બન્નેના માનસને સમજતા હતા, એમને તો એમાં જરાય અચરજ ઉપજાવે એવું યે નહોતું.

સરદાર વલ્લભભાઈ પટેલ જાતે એ લડતના સૂત્રધાર બનીને રાજકોટ જઈને બેસી ગયા. છેલ્લે છેલ્લે મહાત્મા ગાંધીજી જાતે રાજકોટ ગયા, ને પ્રજાની વાજબી ફરિયાદો દૂર ન થાય ત્યાં સુધી એમણે આમરણાંત ઉપવાસો જાહેર કર્યા.

એક બાજુથી મહાસભાનો ગાંધી પક્ષ આમ એક વ્યાપક લડતમાં વધારે ને વધારે ઊંડો ઊતરી ગયો હતો અને ખુદ ગાંધીજીની પોતાની જિંદગી માટે ભારે ચિન્તા અને વ્યથા અનુભવતો હતો ત્યારે બીજી બાજુ ત્રિપુરીમાં મહાસભાનું બાવનમું અધિવેશન મળ્યું.

ને ઈ. સ. ૧૯૩૯ ના માર્ચ માસમાં મળેલી એ મહાસભાના અધિવેશનના રાષ્ટ્રપતિ તરીકે મહાસભાની કારોબારી સમિતિના અને ખુદ મહાત્માજીની પસંદગીના ઉમેદવારને જાહેર ચૂંટણીમાં સીધી રીતે પરાજિત કરીને સુભાષબાબુ ચૂંટાયા હતા. ને એમની ચૂંટણી જાહેર થતાંજ કારોબારી સમિતિના સભાસદોએ રાજીનામાં આપ્યાં. આવાં સંજોગો ઊભા થયાં હોવા છતાં રાષ્ટ્રપતિ તરીકે સુભાષબાબુએ પ્રજાએ ઉપાડવાની લડતનો શંખનાદ ફૂંક્યો. એમણે કહ્યું કે આજકાલ અંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ બગડતી જાય છે. ઇંગ્લાંડ અને જર્મની અને રશિયા વચ્ચે એક ભયંકર યુદ્ધ આવી રહ્યું છે ને એ યુદ્ધ કોઈનાથી રોક્યું રોકાય એમ નથી. એ કટોકટીના અવસરનો આપણે લાભ ઉઠાવવો જોઈએ. આપણે અંગ્રેજ સરકારને છ મહિનાની મહેતલ આપીએ કે જો એટલા કાળમાં એ હિન્દને આઝાદ ના કરે તો આપણે સીધી લડત ઉપાડવી. અને એ આગામી લડત માટે આજથી જ આપણે તાકાત જમા કરવી.

પરંતુ દેશનું દુર્ભાગ્ય હતું કે ત્રિપુરીની મહાસભા સંન્નર જૂના વાતાવરણમાં મળી હતી. જેઓ મહાત્મા જે કાંઈ જ્યારે કહે ત્યારે સર્વ કાળ સર્વજ્ઞ અને સાચી જ છે એવી અંધશ્રદ્ધા રાખતા નથી, તેમ જેઓ સુભાષ બાબુ હરવખત સાચા હતા એવો બુદ્ધિનો વિભ્રમ

મહાસભાની રીતિનીતિ હતી તો લડાયક. પરંતુ મહાસભાની લડાયકવૃત્તિ રક્ષણાત્મક રહી છે. એની મુરાદ દેશભરની અંદરનાં બળોને એકત્ર કરવાં, એકત્ર રાખવાં, એકતંતે બાંધવાં, એક નહેરમાં વાળવાં અને એથી કરીને દેશમાં ઉત્તરોત્તર સંચિત થતું એવું અથાગ ખમીર ઉત્પન્ન કરવું—જે અંગ્રેજી શાહીવાદના આઘાતને જીરવી શકે, એની સામે અણનમ ઊભું રહી શકે...આખરે શાહીવાદને હિન્દમાં કાંઈ કરતાં કાંઈ આક્રમણ કરવું એ કેવળ ભીંતમાં માથું પછાડવા જેવું લાગે; આખરે લોકના ખમીરની સાથે કશોક પણ મનમેળ સાધવાની એને અનિવાર્યતા દેખાય.

સુભાષ બાબુની વૃત્તિ હતી લડાયક પરંતુ આક્રમક હતી. જેટલું છે એટલું બળ સંગઠિત કરીને શાહીવાદી મોરચાઓ ઉપર સીધું આક્રમણ કરવામાં એ માનતા હતા. મહાસભાની નીતિ જ્યારે જ્યારે સરકાર અને પ્રજા વચ્ચે સીધી લડત થાય ત્યારે એવી લડતનો આરંભ કરવાની પહેલી જવાબદારી સરકાર ઉપર જ રાખવાની હતી. મહાસભા પ્રજાના હક્કો માગે, પ્રજાના અધિકારો માગે ને એનો ઈન્કાર કરવાની, પ્રજાનું ખમીર કચરી નાંખવાની પ્રવૃત્તિ સરકાર ઉપાડે. સરકારી પેશકદમીની સામે પ્રજા એવી તો ટટ્ટાર રહે, ખમીર દેતી લાગે કે એવી સીધી લડતમાં પહેલી નજરે ભલે સરકારનો વિજય દેખાય, પ્રજાનો ભલે પરાજય દેખાય, પરંતુ સરવાળે તો એ પ્રકનના કાયમી પરિણામમાં પ્રજા વધારે ખમીરવંતી જ બને. સરકારનો એક નવો દંભ જ ઉઘાડો પડે. રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય લોકમત આગળ સરકારને શરમિન્દા બનવું પડે, પોતાના લૂલા-પાંગળા બચાવો શોધવા પડે; જૂઠાણાંનો આશરો લેવો પડે.

સુભાષ બાબુ પ્રજાના સૂતેલા ખમીરને જાગ્રત કરવાને બદલે પ્રજાની મોજૂદ જાગ્રત તાકતનો ઉપયોગ કરવામાં માનતા હતા. મતલબ એમની રીતિનીતિ અને વિચારસરણી એ હતી કે હરએક વખત શાહીવાદ સાથેની સીધી લડતમાં પ્રજાએ જ પહેલો દોર લેવો

જોઇએ. શાહીવાદી સરકારના આંતરરાષ્ટ્રીય કે રાષ્ટ્રીય અવસર જ્યારે કટોકટીના હોય, નબળાઈના હોય, વસમા હોય, વિપત્તિના હોય ત્યારે ત્યારે એવા તમામ અવસરે પ્રજાએ પોતાની તાકાત જમાવીને માથું ઊંચકવું જ જોઇએ. શાહીવાદને જ્યારે જ્યારે આંતરિક એકતાની ભારે ભીડ હોય ત્યારે હિન્દનો અસંતોષ એના કલેજામાં ઘા કરનારો નીવડવો જોઈએ. આજ નહિ તો કાલે શાહીવાદને કલેજાનો આ જખમ જીવલેણ નીવડવાનો એમાં સુભાષને શક ન હતો.

આ બે તદ્દન વિરોધી નીતિ છે. એનો ક્યાંય મેળ ખાય એવું કાંઈ છે નહિ. ને બે તદ્દન જૂની વિચારસરણીના માણસો જ્યારે અધૂરી અને મૂક સમજણ સાથે ઉતાવળી તડજોડ કરે ત્યારે એનું જે પરિણામ આવે એ જ પરિણામ આ સમજૂતીમાંથી આવ્યું. મહાસભાને એમ થયું કે એણે સુભાષબાબુને છેતર્યા છે. સુભાષને એમ થયું કે મેં મહાસભાને છેતરી છે.

એમાં બન્નેની ગેરસમજૂત હતી. એ ગેરસમજૂતમાંથી અથડામણ થઈ ને એ અથડામણમાંથી બન્નેના માર્ગ ફરીને જુદા પડ્યા.

જબલપુર (ત્રિપુરી)માં મહાસભા ભરાવાની હતી ને એ મહાસભા દરમિયાન એક નવી રસમ દાખલ કરવામાં આવી. હરિપુરા સુધી એવી રસમ હતી કે પ્રત્યેક પ્રાંતિક સમિતિ એક યા બે નામ આગામી મહાસભાના રાષ્ટ્રપતિ તરીકે સૂચવે ને એમાંથી કારોબારી સમિતિ પસંદગી કરે-બનતાં સુધી જેને વધારે મતો મળ્યા હોય એની જ પસંદગી કરે. પરંતુ રાષ્ટ્રપતિ પદ માટે કોઈથી જાહેરમાં ઉમેદવારી નોંધાવી શકાય નહિ તેમ ખાનગીમાં મતદાન માગી પણ શકાય નહિ.

હરિપુરા મહાસભાના અધિવેશનમાં એવો ફેરફાર કરવામાં આવ્યો કે રાષ્ટ્રપતિપદ માટે ઉમેદવારે જાહેરમાં ઉમેદવારી કરવી.

સેવતા નથી તેઓ બન્નેને તો ત્રિપુરીની મહાસભા એ સદા ને મર્યાદા એક કલંકિત પ્રકરણ સિવાય બીજા સ્વરૂપે દેખાઈ શકે એમ નથી

સુભાષબાબુનું આંતરરાષ્ટ્રીય રાજકારણનું વાચન અને અવગાહન સાચું હતું કેમકે એમણે એમના ભાષણમાં ૭ માસની જે મુદત નાખી હતી, એ જ મુદત દરમિયાન એમણે આગાહી કરી હતી એવું જ વિશ્વયુદ્ધ આવી પડ્યું અને એ વિશ્વયુદ્ધે મહાસભાને સદંતર અસાવધ જોઈ એમાં શંકા નથી

પછી-કારોબારી સમિતિના રાજીનામા પછી મહાસભાવાદી રાજકારણમાંથી જાણે જાણે ક્યાનો ક્યા ખેલ થઈ ગયો.

જે ત્રિપુરીની મહાસભામાં સુભાષબાબુએ આંતરરાષ્ટ્રીય રાજકારણને નજરમાં રાખી હિન્દની આઝાદીની લડત ઉપાડવા માટે છ મહિનાની મુદત આપી હતી, જે મહાસભાના મોટા બહુમતિએ ચુંટાયેલા રાષ્ટ્રપતિએ બ્રિટિશ શાહીવાદને છ માસનું આખરીનામું મોકલવાની હિમાયત કરી હતી, એ મહાસભામાં પંતનો ઠરાવ શો આવ્યો?

આથી પહેલો ઠરાવ આવ્યો યુક્ત પ્રાંતના પ્રધાન પંડિત ગોવિંદ વલ્લભપંતનો. ને એ ઠરાવ શો હતો? સુભાષબાબુએ પોતાની કારોબારી સમિતિના સભાસદો મહાત્મા ગાંધીજીની સંમતિ લઈને પસંદ કરવા એટલે કે નામથી ચુંટાયેલા રાષ્ટ્રપતિ ભલે સુભાષ રહ્યા, પણ મહાસભાની કારોબારી સમિતિના સભાસદોની પસંદગી કરે મહાત્મા ગાંધીજી.

એ ઠરાવમાં એવું પણ જણાવવામાં આવ્યું કે સુભાષની ચૂંટણી એ મહાત્મા ગાંધીજી તરફ અવિશ્વાસ બતાવનારી લેખવાની નથી. મહાસભાને મહાત્મા ગાંધીની દોરવણીમાં પૂરો વિશ્વાસ છે અને મહાત્માજીનું પહેલા પાછળનું મુખ્યસ્થાનક તરીકેનું પદ અબાધિત જ રહેવું જોઈએ છે.

આ ઠરાવ પસાર થયો. ત્રિપુરી મહાસભામાં બીજા અનેકાનેક શુભેચ્છાઓ ભર્યા છતાં મરેલા ઠરાવો ફરીને વિખરાઈ.

આ પછી મહાસભાના રાષ્ટ્રપતિપદ ઉપર કાયમ રહેવું એ સુભાષને માટે અશક્ય હતું. સુભાષે રાજીનામું આપ્યું. બાબુ રાજેન્દ્રપ્રસાદ સુભાષને સ્થાને નિમાયા ને મહાસભાનું નાવ ફરીને ગાંધીપક્ષના હાથમાં ગયું ■

પોતાની નીતિ સાચી હતી, વાત સાચી હતી, દાનત સાફ હતી ત્યારે આમ કેમ થયું ? નક્કી એની પાછળ કાંઈક આધિભૌતિક જ પ્રપંચ હોવો જોઈએ ને સુભાષે જાહેર કર્યું કે એને વળગેલી બિમારી–સુભાષ બાબુની જૂની માંદગી ફરી જોર કરી ઊઠી હતી– બિમારી સાદી સીધી બિમારી ન હતી. એ તો એનું મોત નીપજાવવા માટે કેટલાક નામવગરના મહાસભાવાદીઓએ સાધેલા યાંત્રિક પ્રયોગોને આભારી હતી !

ખેર જવા દો એ પ્રકરણ આખુ કોઈ નેય શોભા આપે એવું નથી. કોઈ નેય મહત્તા આપે એવું નથી દેવોના પગ કાચી માટીના હોય છે એ બતાવવા સિવાય એનો ઉપયોગ ન હતો. ગાંધીપક્ષ સામેનું બંડ સંકેલાઈ ગયું.

આ દરમિયાન હિન્દના સાત પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાન મંડળો હતાં. એનો રોજિન્દો વહીવટ હતો મુસ્લિમો સાથે એ સીધી ને આડકતરી અથડામણમાં આવતા હતાં. એમ છતાં એના વહીવટનો આદર્શ ઊંચો ને ઊંચો જ રાખવાનો હતો.

મહાસભા–સમાજવાદી પક્ષ સાથે સાફ ચોખવટ કરી લેવાની હતી. સ્થળે સ્થળે ગાંધી–પક્ષની ડગમગેલી હાલત સુધારવાની હતી.

આ દરમિયાન યુરોપમાં યુદ્ધનાં વાદળ ઘેરાતાં હતાં આંતરરાષ્ટ્રીય હાલત વિષમ અને વધારે વિષમ બનતી હતી. જે મોંઘા દિવસો જતા હતા, તે દિવસો આંતરિક પુનર્વ્યવસ્થામાં પસાર થતા હતા. રેતીમાં શાહમૃગ જેમ માથું ઘાલીને બહાર કાંઈ છે જ નહિ એવી ભ્રમણા સેવે એમ હિન્દ સિવાય શેષ જગતમાં કાંઈ થતું જ નથી એવી ભ્રમણા મહાસભાને વળગી દેખાઈ. એટલે સમયે સમયે આંતરરાષ્ટ્રીય મામલા ઉપર ઊર્મિલ ઠરાવો કરવા સિવાય આંતરરાષ્ટ્રીય આઘાત પ્રત્યાઘાતને છરવવાને મહાસભાની કાંઈ નક્કર તૈયારી દેખાઈ નહિ.

. ઉત્તરોત્તર જેમ જેમ સમજદાર વર્ગને દેખાતું ગયું કે સુભાષની આગાહી–આખરીનામું મહાસભાએ આપવું જોઈતું હતું, તેમ તેમ મહાસભા એ નીતિથી વેગળી ને વધારે વેગળી જવામાં પોતાનું માન મરતબો સમજતી ગઈ. ને એક સંસ્થાને પોતાની ઈજ્જત જાળવવા માટે દેખીતી રીતે ખોટાં પગલાં ભરવા પડે છે ને એ ખોટાં પગલાંને રાજનીતિ અને શાણપણના વ્યવહાર તરીકે ઓળખાવવાં પડે છે ત્યારે...જવા દો !

'૩૯ થી '૪૨ સુધીનાં ત્રણ વર્ષો આપણે મહાસભાના રાજકારણ પરત્વે વીસરી જ જવાં જોઈએ છે.

કેમકે ત્રિપુરીની મહાસભામાં સુભાષે જે વાત કરી એ વાત '૪૨ના ઑગસ્ટમાં ગોવાલિયા તળાવ ઉપર મળેલી અખિલ હિન્દ મહાસભા સમિતિમાં ગાંધીજીએ ખુદ કરી. સુભાષ જે રીતે જે લડત '૩૯માં ઉપાડવા માગતા હતા તે રીતે લડતને ગાંધીજીએ ઉપાડવી પડી. સુભાષનો ત્રિપુરીનો 'કરો યા મરો'નો સંદેશ ગાંધીજીએ મુંબઈમાં ત્રણ વરસ પછી આપ્યો.

'સુભાષ તરફનો મત એ મારા વિરુદ્ધનો મત છે' એમ ઈ. સ. ૧૯૩૯ના માર્ચ માસમાં જાહેરમાં લખનાર મહાત્મા ગાંધીજીએ ઈ. સ. ૧૯૪૨ના ઑગસ્ટ માસમાં સુભાષના ત્રિપુરીના ભાષણનો સ્વમુખે સ્વીકાર કર્યો ને કશી તૈયારી વગર, પ્રતિકૂળ વાતાવરણમાં પ્રતિકૂળ યોગોમાં લડતનો એમને આદેશ આપવો પડ્યો.

પોતાની નીતિ સાચી હતી વાત સાચી હતી દાનત સાફ હતી ત્યારે આમ કેમ થયું? નક્કી એની પાછળ કંઈક આધિભૌતિક જ પ્રપંચ હોવો જોઈએ ને સુભાષે જાહેર કર્યું કે એને વળગેલી બિમારી–સુભાષ બાબુની જૂની માંદગી ફરી જોર કરી રહી હતી–બિમારી સાદી સીધી બિમારી ન હતી એ તો એનું મોત નીપજાવવા માટે કેટલાક નામવરના મહાસભાવાદીઓએ સાધેલા માંત્રિક પ્રયોગોને આભારી હતી!

. ઉત્તરોત્તર જેમ જેમ સમજદાર વર્ગને દેખાતું ગયું કે સુભાષની આગાહી-આખરીનામું મહાસભાએ આપવું જોઈતું હતું, તેમ તેમ મહાસભા એ નીતિથી વેગળી ને વધારે વેગળી જવામાં પોતાનું માન મગનો સમજતી ગઈ. ને એક સંસ્થાને પોતાની ઇજ્જત જાળવવા માટે દેખીતી રીતે ખોટાં પગલાં ભરવા પડે છે ને એ ખોટાં પગલાંને રાજનીતિ અને શાણપણના વ્યવહાર તરીકે ઓળખાવવાં પડે છે ત્યારે...જવા દો !

'૩૯ થી '૪૨ સુધીનાં ત્રણ વર્ષો આપણે મહાસભાના રાજકારણ પરત્વે વીસરી જ જવાં જોઈએ છે.

કેમકે ત્રિપુરીની મહાસભામાં સુભાષે જે વાત કરી એ વાત '૪૨ના ઓગસ્ટમાં ગોવાલિયા તળાવ ઉપર મળેલી અખિલ હિન્દ મહાસભા સમિતિમાં ગાંધીજીએ ખુદે કરી. સુભાષ જે રીતે જે લડત '૩૯માં ઉપાડવા માગતા હતા તે રીતે લડતને ગાંધીજીએ ઉપાડવી પડી. સુભાષનો ત્રિપુરીનો 'કરો યા મરો'નો સંદેશ ગાંધીજીએ મુંબઈમાં ત્રણ વરસ પછી આપ્યો. !

'સુભાષ તરફનો મત એ મારા વિરુદ્ધનો મત છે' એમ ઈ. સ. ૧૯૩૯ના માર્ચ માસમાં જાહેરમાં લખનાર મહાત્મા ગાંધીજીએ ઈ. સ. ૧૯૪૨ના ઓગસ્ટ માસમાં સુભાષના ત્રિપુરીના ભાષણનો સ્વમુખે ઉચ્ચાર કર્યો ને કશી તૈયારી વગર, પ્રતિકૂળ વાતાવરણમાં પ્રતિકૂળ સંયોગોમાં લડતનો એમને આદેશ આપવો પડ્યો.

સુભાષનું નાગરિક અવસાન થયું હતું. રાજકારણમાં સુભાષનું સ્થાન નહોતું રહ્યું. લોકો પણ એને વીસરી ગયા હતા.

છતાં '૪૨ના ઓગસ્ટનો અવાજ એ સુભાષનો અવાજ હતો. '૪૨ની લડતનો શંખનાદ એ સાડાત્રણ વરસ સુધી સ્થગિત કરવામાં આવેલો સુભાષનો શંખનાદ હતો.

ઊંચે મૂક્યા હજારો માણસોને ગેરકાયદે ગિરફતાર કર્યા અચોક્કસ મુદ્દત સુધી અટકમાં રાખ્યા હિન્દની પ્રજા એ દિવસો ભૂલી શકશે નહિ એ દિવસની યાદ પણ ભૂલી શકશે નહિ

સરકારે કાયદા અને વ્યવસ્થાને નામે આ જુલમગારી આચરી હતી પરંતુ ખુદ સરકાર પોતે જ કેટને અંગે પોતાનો કાયદો પાળવા માગતી હતી, એનું આ દિવસોમાં એક નમૂનેદાર ઉદાહરણ કેશવ તળપદેએ પૂરું પાડ્યું

કેશવ તળપદેનો મુકદ્દમો આ દર્દપીણા દિવસો દરમિયાન એક રમૂજી કિસ્સો બની ગયો 'કરની લડતના પરમ ભયંકર દિવસોમાં એણે એક વિસર્યો ન વિસરાય એવો મનોરંજનનો ખોરાક પૂરો પાડ્યો. 'જંગની લડતની એ હાસ્યકથા હતી દોઢસો વર્ષના અંગ્રેજી શાસનની એ પરમ હાસ્યકથા છે

વાત આમ સાદી હતી, હિન્દ સંરક્ષણ કાયદાની એક કલમ નીચે મુંબઈની પોલીસે કેશવ તળપદે નામના એક સજ્જનની ધરપકડ કરી અને અચોક્કસ મુદ્દત સુધી અટકમાં રાખવાનું ફરમાન કર્યું એ કલમ નીચે ગાંધીજી અને બીજા આ સૌને સરકારે અટકમાં લીધા હતા.

કેશવ તળપદે સામાન્ય શહેરી હતો અને એ કોઈ રીતે અસામાન્ય માણસ કે એનો મુંબઈ સરકારને અંદેશો સરખો ન હતો, ચુસ્ત મહાસભાવાદી સત્યાગ્રહી ફરમાન થયું પછી એના કાર્યમાર્ગની તપાસ તો માગતો નથી એ તો એ ફરમાનને માથે ચડાવીને જેલ તરફ ચાલતો થાય છે ને સરકારની મરજી મુજબ જેલ ભોગવી લે છે એટલે પોતાના કાયદાની કલમો ક્યાં અને કેવી રીતે વાપરી શકાય છે અને ક્યાં ને કેવી રીતે નથી વાપરી શકાતી એ વિષે સરકારી પોલીસ કાંઈક બેફામ ને કાંઈક બેપરવા રહે છે સામો પક્ષ મહાસભાવાદી પક્ષ કદી પ્રતિવાદમાં ઊતરતો નથી એટલે ઘણી વાર કાયદા પ્રમાણે પોલીસે વર્તવું જોઈએ એને બદલે પોલીસ વર્તે

એ કાયદા પ્રમાણે જ વર્તે છે, એવો મતિવિપર્યાસ સરકારી ખાતાં-ઓમાં દેખાય છે.

આ મતિવિપર્યાસ કેટલી હદ સુધી હતો એ કેશવ તળપદેએ બતાવ્યું અને થોડા વખત માટે જગ ની લડતના તંગ દિવસોને હાસ્ય, ઉપહાસ, ને વિનોદથી ભરી દીધા.

જે કલમ નીચે સરકારે ગાંધીજી, કારોબારી સમિતિના સભા-સદો અને બીજા અગ્રગણ્ય આગેવાનો જેટલા મહાસભાવાદીઓને અટકમાં લીધા હતા એ કલમ નીચે કેશવ તળપદેને પણ અટકમાં લીધા.

કેશવ તળપદેએ આની સામે મુંબઈ હાઈકોર્ટમાં અરજી કરી કે: મારી અટકાયત ગેરકાયદે છે કેમકે આવી રીતે અટકાયત કરવાનો કોઈજ ધારો છે નહિ

મુંબઈ હાઈકોર્ટે કેશવ તળપદેની અરજી મંજૂર રાખી ને ઠરાવ્યું કે હિન્દ સંરક્ષણ ધારાની એ કલમ ગેરકાયદે છે

મુંબઈ સરકારને સાપે ગળી છછૂંદર જેવું થયું કેમકે એ કલમ ગેરકાયદે ઠરે તો એક કેશવ તો ઠીક પણ ખુદ ગાંધીજી ને બીજા આગેવાનો મહાસભાવાદી કેદીઓને પણ એમણે મુક્ત કરવા જોઈએ.

એટલે સરકારે ફેડરલ કોર્ટમાં અપીલ કરી.

ફેડરલ કોર્ટે સરકારની અપીલ કાઢી નાખી મુંબઈ હાઈકોર્ટનો ચુકાદો માન્ય રાખ્યો.

સરકારે કેશવને છોડવાને બદલે હિન્દ સંરક્ષણ ધારાની બીજી કલમ નીચે કેશવની અટકાયત કરી.

ને કેશવે હવે ભગવાન બુદ્ધનું શરણ લીધું હોય એમ મુંબઈ હાઈકોર્ટમાં અરજી કરી કે એ કલમ પણ ગેરકાયદે છે

મુંબઈ સરકારના કાયદાના સલાહકારોની લાંબી દલીલો છતાં મુંબઈ કોર્ટે કેશવની અરજી બહાલ રાખી ઠરાવ્યું કે એ કલમ પણ ગેરકાયદે છે

ચળવળો આવી રીતે ચલાવનારા અનેક સ્થળે અનેક મહાસભાવાદીઓ હતા, તેમાં પ્રાંતિક સમિતિઓના જવાબદાર હોદ્દેદારો પણ હતા ને મહાસભા સમિતિના સભાસદો પણ હતા. ખુદ કારોબારી સમિતિના પણ સભાસદો હતા.

મહાત્મા ગાંધીજી મહાસભા ઉપર લગાડવામાં આવેલા જૂઠા આરોપોની સામે ઉપવાસ ઉપર ઊતર્યા, એમની સ્થિતિ ગંભીર બની. એમને બંધનમુક્ત કર્યા.

એમની મુક્તિ પછી એ શી વલણ લેશે એ જાણવાને ઘણા માણસો ઉત્સુક હતા. એમનો એક શબ્દ મહાસભાવાદીને દ્રોહી કે સેવક તરીકે ઠરાવવાને પૂરતો હતો.

સવાલ એ હતો કે એ લડત દરમિયાનના ભાંગફોડ વગેરે કાર્યોનો સાફ વિરોધ આપશે તો ? ભૂગર્ભ પ્રવૃત્તિને ગેરમહાસભાવાદી ઠરાવશે તો?

મહાત્માજીએ કાંઈ કહેવાની ના પાડી. સરકારની ગાંડીતૂર પેશકદમીના બચાવમાં લોકોએ જે કર્યું એને માટે લોકો નહિ પણ સરકાર જવાબદાર છે એવું પોતાનું મંતવ્ય એમણે વ્યક્ત કર્યું. કોઈ મહાસભાવાદીની કોઈ પ્રવૃત્તિ ઉપર કશો ફેંસલો ફરમાવવાની એમણે ના પાડી. ભાંગફોડ પ્રવૃત્તિ અને ભૂગર્ભ પ્રવૃત્તિ આમ એમની આડકતરી સંમતિ મેળવી શકી. ને મહાસભાવાદી કાર્યક્રમ અને પ્રવૃત્તિઓમાં આજ સુધી થઈ રહેલો હિંસા–અહિંસાનો શાસ્ત્રાર્થ બંધ પડ્યો.

અને મહાત્માજીની રીતિમાં, મહાસભાની નીતિમાં દેખાતો આ માનસિક પલટો એ હિન્દ ઉપરના એક નવા યુગના મંડાણનાં એંધાણ સમો હતો.

દેશભરમાં એક નવો ઉફાળો આવ્યો. મહાસભાની લડતની દોરવણીમાંથી—એની રીતિનીતિમાંથી હિંસા, અહિંસા, સત્ય, અસત્ય વગેરેના વિતંડાવાદ નીકળી ગયા. વીસ વર્ષથી લોકોને ગૂંગળાવી રહી હતી—મૂંઝવી રહી હતી; એ અહિંસાની વ્યાખ્યાએ શાસ્ત્રીના આસન ઉપરથી ઊતરીને વ્યવહારુ સ્વરૂપ પકડયું ખુદ મહાત્માજી પણ બોલી ગયા કે: લોકો કાયર થાય એના કરતાં હિંસાવાદી બને એમાં દેશને ઓછું નુકશાન છે.

'૪૨ ની લડતમાં મહાસભાએ આટલું મેળવ્યું.

એજ ગાળામાં ને એ જ અરસામાં સુભાષે દેશપાર આઝાદીની લડત ઉપાડી હતી. એ પણ આપભોગની લડાઈ હતી. એ પણ પરાજયની લડાઈ હતી. '૪૨ ની લડત એ હિન્દના લોકોની હિન્દ અંદરની લડત હતી એવી જ લડત હિન્દની આઝાદી માટે હિન્દ બહારના લોકોએ ઉપાડી હતી; એ લડત પણ પહેલી નજરે નિષ્ફળ નીવડી.

ને એ પરાજયના સંગ્રામમાંથી દેશને શું મળ્યું?

હિમાલયમાંથી નીકળીને ગંગાજમના જુદી પડે, બન્ને ગગનગરવા પર્વતરાજ ઉપરથી નીચે ઊતરે, બન્ને જનતામાં પોતપોતાની વિશિષ્ટ પૂજા મેળવે ને પછી તીર્થરાજ પાસે એકત્ર થાય. એમ ત્રિપુરીમાં જુદી પડેલી દેશની ગંગાજમના—મહાસભા અને આઝાદ હિન્દ પક્ષ દિલ્હીના લાલ કિલ્લામાં ફરીને સંગમસ્થાન પામ્યા

એ દરમિયાનનો મહાસભાનો ગંગાપ્રવાહ આપણે ઉપર ઉપર જોયો. જમનાનો પ્રવાહ વધારે વિગતોથી આપણે જોઈશું

ત્રિપુરીની મહાસભાના રાષ્ટ્રપતિપદ ઉપરથી રાજીનામું આપીને ફારગ થઈને પોતાના ફોરવર્ડ બ્લોકની સ્થાપના કરતા સુભાષને આપણે જોયા ત્યાંથી આપણે ફરીને દિલ્હીના લાલકિલ્લામાં મળીએ ત્યાં સુધીની એમની અનોખી, અનેરી ક્રાન્તિકારી જીવનવાટ જોઈએ.

## ૧૨. માતૃભૂમિનો ત્યાગ

**સ્મશાનની** ખાખમાંથી કો માનવી ફરીને જીવતું થાય તેમ ચમત્કારી અને રોમાંચકારી સુભાષની જીવનકથાનો હવે આરંભ થાય છે. નિરાશાના પરમ ભય ને અંધકારમાંથી નીકળીને હિમાલયના શિખર ઉપરથી, એ આઝાદીના આફતાબના—હિન્દના અન્ય કોઈયે નેતાના કિસ્મતમા નહોતા એવા દર્શન કરે છે. જીવનભરના એના દિવાસ્વપ્નને એ ચિરનમન માટે સાકાર સ્વરૂપમા જુએ છે ને આઝાદ હિન્દના ખોળામા એનું અવસાન થાય છે. સંતપ્ત સંસારની મધ્યમાં રહીને જેમ કોઈ તિતિક્ષુ ભક્તને ભગવાનના વિરાટ દર્શન થાય એમ એને આઝાદીના પ્રત્યક્ષ દર્શન થાય છે. તિતિક્ષુની તિતિક્ષા, મુમુક્ષુનો મોક્ષ જીવન્ત બન્યા થોડા કાળ માટે નક્કર ભોમકા ઉપર આવ્યા.

પારીસ કોમ્યુનના ઇતિહાસની જાણે પુનરાવૃત્તિ થઈ. રજવાડી ફ્રાંસમા આંતર વિપ્લવબળે થોડા કાળ માટે મજૂરો ને કામદારોનું રાજ્ય આવી ગયું. બડેખાંઓએ એને કચરી નાખ્યું. પ્રજાતંત્રમા સિવાય અમીરો ને શ્રીમંતો મજૂરો ને કામદારોનો સાથ હોઈ શકે જ નહિ એવો તર્ક સ્થાપનાનો એમણે આત્મસંતોષ લીધો. સેંકડો મજૂરોને ફાંસી દેવાઈ. સેંકડોને તોપને મોઢે બાંધી દીધા અને પછી કેવળ શ્રીમંતો અને અમીરોને ચેન પડે એવા ત્રીજા મૈન્ય પ્રજાસત્તાકની સ્થાપના કરી. પરંતુ જમીનમા દટાયેલું બીજ મરી ના ગયું. લોહીના ખાતરથી એ ઊગતું રહ્યું ને પચાસ વર્ષ પછી એ જ મજૂરો ને કામગારોનું મહારાજ્ય જગત ઉપર સાકાર બન્યું ને આજ ઇતિહાસ સર્જે. સીતમની ચક્કીમા પીસી નાંખવામા આવેલા, તોપના ગોળાથી ફૂરચે ફૂરચા ઉડાવી નાખેલા, પેરીસ કોમ્યુનના ઝીણામા ઝીણા

અવશેષો શોધીને એમાંથી જ્ઞાન મેળવે છે, જૂના ઇતિહાસનું નવેસરથી વાંચન કરે છે.

ભલે એક ક્ષણ માટે પણ સ્વપ્નો જમીન ઉપર આવતરે તો પછી એએ નથી જતાં.

રાષ્ટ્રપતિપદ ઉપરથી ફારગ થયા પછી સુભાષબાબુએ પોતાના ફોરવર્ડ બ્લોકની સ્થાપના કરી એ નામનું અખબાર કાઢ્યું પોતાના મતનો પ્રચાર કરવાને પ્રયાસો કર્યા, ને એમાંથી સરકારને તક મળી. મહાસભાનો સત્તાવાર પક્ષ પરાઙ્મુખ બન્યા પછી સુભાષને પ્રખવિહોણા માનીને સરકારે જેલમાં પૂરી દીધા.

જેલમાં સુભાષબાબુની તબિયત બગડી ગઈ જીવન–મરણના ભય જાગ્યા. સરકારે એમને એમના મકાનમાં જ નજરકેદ રાખવાનું ફરમાન કર્યું. એમના મકાનને જેલ બનાવી દીધું. સાથે સરકારી પહેરા મૂકાયા. છૂપી પોલીસોના ખડા પહેરા ગોઠવાયા. જે માણસ સમસ્ત દેશને મુકમ્મિલ આઝાદ કરવા માગતો હતો એ માણસના ઘરને પણ સરકારે જેલમાં ફેરવી નાખ્યું.

જેલમાં રહ્યે રહ્યે સુભાષને પોતાના આઝાદ હિન્દના સ્વપ્નને એકાન્તથી સેવવાનો અવકાશ મળ્યો. ધીમે ધીમે પરંતુ મક્કમ એવો નિર્ણય એમણે કરી નાખ્યો કે જ્યાં સુધી આ દેશ ઉપર પરદેશી સરકાર છે ત્યાં સુધી સમસ્ત દેશને એકતંતે બાંધવાનું શક્ય નથી. હિન્દને આઝાદ કરવું હશે તો અંદરનું બળ પુરતું નથી, બહારથી બળ મેળવવું જોઈએ. સરકાર પોતાની નાગચૂડ ઢીલી કરે, હિન્દને આઝાદ થવા દે એવો સંભવ નથી, શક્યતાયે નથી. એટલી એકતા ને એકતાનના જમાવવા દે એમ નથી. હજાર જાતના ખટરાગો એ જગાવી શકે છે, જગાવે છે, જગાવશે, એટલે બહારથી જ તાકાત લાવવી જોઈએ છે.

બહારની તાકાત લાવવી હોય–મેળવવી હોય તો એ મેળવે કોણ? બીજા કોઈએ કામ કરશે નહિ. એ કામ પોતે જ કરવું જોઈએ છે. એમ કરવામાં મહાસભાનો રોષ વહોરવો જોઈશે. મહાત્મા ગાંધીજીનો ખટગગ વહોરવો જોઈશે. સરકારનો કાળો કોપ વહોરવો જોઈશે પોતે આ ત્રણેય વાતો સહન કરતા હતા એજ માર્ગે આગળ જવુ એજ સાચો માર્ગ છે.

સુભાષ બાબુની સ્થિતિ-તેમજ મનોદશા આ કામમા સંયુક્ત કુટુંબના સૌથી નાના પુત્રસમી હતી એમણે મહાસભાની અંદર પોતાનો જુદો અવાજ ઉઠાવ્યો એ અવાજની પાછળ પોતાને કેટલું પીઠબળ હતું એ એમણે બતાવ્યું. એમણે એક નવી નીતિનો દોર સૂચવ્યો. એમણે મહાસભાને રક્ષણાત્મક નીતિ નહિ પણ આક્રમક નીતિ અખત્યાર કરવાનો આગ્રહ કર્યો.

ને મહાસભાને એવુ કાઈ જોઈતુ ન હતુ. સુભાષ બાબુ જેવા સંતાનને ભોગે પણ મહાસભા પોતાની નીતિનો–પોતાના પુરાણા ચીલાનો ત્યાગ કરવા માગતી ન હતી. દેશના દુર્ભાગ્યે આ આખો જ પ્રસંગ દેશને મહાત્મા ગાધી ને સુભાષ બાબુ વચ્ચે જ જાણે પસંદગી કરવાની હોય એ રીતે દેખાયો પરિણામે બુદ્ધિ ઉપર લાગણીનો વિજય થયો. દેશને સુભાષ બાબુની નીતિ પસંદ હતી. એ એણે જબરી બહુમતિથી સુભાષને રાષ્ટ્રપતિ તરીકે ચૂંટીને બતાવ્યુ ગાધી પક્ષે છેલ્લો દાવ અજમાવ્યો. સુભાષ બાબુની વરણી એણે મહાત્માજી સામે અવિશ્વાસ તરીકે લેખી. ખુદ મહાત્માજીએ પોતે જાહેરમા લખ્યુ કે ડૉ. પટ્ટાભી સીતારામૈય્યાનો પરાજય એ મારો પોતાનો પરાજય છે જે પોતે મહાસભાના એક સામાન્ય સભાસદ પણ હોવાનો ઈન્કાર કરતા હતા એને મહાસભાની અદરનો પોતાનો પરાજય ખૂચ્યો.

મહાત્માજીનો ખુદનો આ પક્ષ અને આ જાહેરાતનો ફરીફરીને પુનરુચ્ચાર એટલા માટે કરવો રહ્યો કેમકે એ એકજ વાક્યે ત્યાગજીના

સુભાષ બાબુનાં તમામ કામકાજ ને ક્રર્યા કાર્ય ઉપર મોટી અસર પાડી છે.

પોતાના લાંબા જેલવાસ દરમિયાન સુભાષના દિલમાં બીજા કોઈ કરતાં આ એક જ વાક્યનો ખટકો રહ્યો. એ એક વાક્યે સુભાષ બાબુને હિન્દની અંદર મહાસભાની અંદરના નાગરિક અને જાહેર જીવનના અવસાનની સજા ફરમાવી દીધી.

પછી સુભાષ બાબુ પાસે બે માર્ગ ઉઘાડા હતા. આઝાદ હિન્દ ફોજના સદર તરીકે એમણે વારંવાર જે ભાષણો કર્યાં છે એનો અભ્યાસ કરતાં દેખાય છે કે જેલવાસ દરમિયાન સુભાષે આ બે માર્ગો ઉપર ખૂબ ખૂબ વિચાર કર્યો હતો.

એક માર્ગ હતો ગદ્દારી. મહાસભામાંથી નીકળી જવાનો અને મહાસભાવિરોધી એવા ધધાદારી રાજકારણનો સ્વીકાર કરીને કોઈ ને કોઈ સરકારી કે અર્ધસરકારી અમલદારી મેળવીને સરકાર તરફના મહાસભાવિરોધી બળ તરીકે ઊભા રહેવાનો—જે માર્ગ સુરેન્દ્રનાથ બેનરજી, ડૉ. તાંબે, રાઘવેન્દ્રરાવ, ખરે, જમનાદાસ મહેતા, મણિબેન કારા, માનવેન્દ્ર રાય, માધવરાવ અણે વગેરેએ અખત્યાર કર્યો હતો.

સુભાષ બાબુના જેલવાસનાં વર્ષો આ ચિન્તનમાં ગયાં. આખરે એમને એક ત્રીજો માર્ગ દેખાયો. મહાસભાનો દ્રોહ પણ ન થાય છતાં દેશની સેવા પણ થાય. એ માર્ગ હતો હિન્દના ત્યાગનો. બહાર રહીને પ્રચલિત આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાંથી જે તકો—જેવી તકો મળે તેવી તકો ઝડપી હિન્દની સેવા કરવાનો, હિન્દ ઉપરની અંગ્રેજ ચૂડ શિથિલ કરવાના હરકોઈ પ્રયત્ન કરવાનો.

આ માર્ગમાં જેમ બહોળો અવકાશ હતો તેમ એ માર્ગની કેટલીક મર્યાદાઓ પણ હતી. બહારથી અંગ્રેજ સરકાર ઉપર દબાણ લાવવું હોય તો બહાર જે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પ્રવર્તતી હોય, પ્રવર્તવાની હોય, એમાં સુભાષબાબુએ ગોઠવાઈ જવું જોઈએ. બહારની સ્થિતિના ચોગઠામાં જો સુભાષ બાબુએ ગોઠવાવું હોય તો એનાથી ગોળ કાણામાં ચોરસ ખીલા કે ચોરસ કાણામાં ગોળ ખીલા તરીકે રહી શકાય નહિ! એ તો પછી જેવા સંયોગો હોય, જેવી અનુકૂળતાઓ હોય એનો લાભ લઈને એને જ પોતાના પક્ષમાં વાળવી જોઈએ. એટલે કે હિન્દની બહાર જઈને હિન્દની તરફેણમાં જો કામ કરવું હોય તો હિન્દમાં મહાસભાવાદી રાજકારણના કાર્ય, કાર્યની રૂઢિઓને વળગી રહી શકાય નહિ; મહાસભાનાં કાર્ય, કાર્યનાં બંધનોને પણ વળગી રહી શકાય નહિ. હિંસા—અહિંસાની તાત્ત્વિક, માર્મિક, ધાર્મિક, રાજકીય એવી જુદી જુદી વ્યાખ્યાઓને પણ વળગી રહી શકાય નહિ. વળગી રહી શકાય માત્ર ધ્યેયને જ—સુકેન્દ્રિત આઝાદીના ધ્યેયને.

એટલે જેલવાસ દરમ્યાન સુભાષને એક જ વાતનો વિચાર કરવો રહ્યો—મહાસભાનું ધ્યેય શું? અહિંસા કે આઝાદી? એમાંથી જો એક જ સાધી શકાય એમ હોય તો શું સાધવું? અહિંસા કે આઝાદી?

એટલે કે મહાસભા એ રાજકીય તત્ત્વજ્ઞાન છે કે રાજકીય પ્રવૃત્તિ? મહાસભાની નીતિ એ સાધના છે કે સાધ્ય?

આખરે અદ્ભુત ને અજબ મનોમંથનો પછી સુભાષ બાબુએ ત્રીજો માર્ગ અખત્યાર કર્યો. ઈ. સ. ૧૯૪૧ ના છેલ્લા ત્રણ માસ દરમિયાનના કોઈક વખતે—એમના જેલવાસના બીજા વર્ષના અંતભાગમાં એમણે આખરી નિર્ણય કરી લીધો—હરકોઈ ઉપાયે મુકમ્મિલ આઝાદીના ધ્યેયને જ વળગી રહેવાનો.

ને પોતાની જેલમાંથી એ ગુપ્તવેશમાં નાસી ગયા—

હિન્દની અંદર એમને માટે કર્તવ્યપથ ઉઘાડો નહોતો રહ્યો. એમણે પોતાને માટે અનોખો કર્તવ્યપથ ઉઘાડ્યો. સુભાષ એ કેવળ આઝાદીનો ભક્ત ન હતો. આઝાદી સમી માશુકનો આશક હતો. આઝાદીની શમાનો એ પરવાનો હતો. આશકના દિલમાં માશુકની મુલાકાતની જે તમન્ના હોય છે, પરવાનાને શમાની આગમાં ખાક થવાની જે અખૂટ પ્યાસ હોય છે; એ એનામાં હતી એ કોઈ સામાન્ય ત્રાજવે તોળી શકાય, સામાન્ય માપે માપી શકાય એવો માનવ ન હતો. પૂજા અને ભક્તિ વચ્ચેનો લયમાં કોઈ સામ્ય નથી. પતિ-પત્નીના વહેવાર ને આશકમાશુકની તમન્ના વચ્ચે કોઈ સામ્ય નથી.

જગતમાં શાણામાં શાણો માનવ મનાયો છે સોલોમન. પણ એ સોલોમનને ય એના જુવાન પુત્રે એકવાર કહ્યું: 'ઓ સોલોમન, તું જગતને તારા જ્ઞાનની આંખે દેખે છે ખરો, પણ કોઈકવાર મારી જુવાનીની તમન્નાની આંખે તો જો!'

ને જેલમાંથી નાસી જવાનો નિર્ણય કર્યો ત્યારે મોકલાવી શક્યા હોત તો સુભાષે પણ ગાંધીજીને એવો જ સંદેશો મોકલાવ્યો હોતઃ 'ઓ ગાંધીજી! હિન્દુસ્તાનને તમે તમારી અહિંસાના જ્ઞાનની આંખે જુઓ છો. કોઈકવાર મારી આઝાદીની તમન્નાની આંખો તો નિહાળો!'

સુભાષ બાબુની જેલમાંથી ગ્વાનગી એ જેની વિગતો જાણવામાં આવી નથી ને કદાચ કોઈ કાળે ય નહિ જાણી શકાય એવી રોમાંચક રહસ્યકથા છે.

સુભાષ બાબુના જેલવાસનાં વર્ષો આ ચિન્તનમાં ગયાં. આખરે એમને એક ત્રીજો માર્ગ દેખાયો. મહાસભાનો દ્રોહ પણ ન થાય છતાં દેશની સેવા પણ થાય. એ માર્ગ હતો હિન્દના ત્યાગનો. બહાર રહીને પ્રચલિત આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાંથી જે તક-જેવી તક મળે તેવી તક ઝડપી હિન્દની સેવા કરવાનો, હિન્દ ઉપરની અંગ્રેજ ચૂડ શિથિલ કરવાના હરકોઈ પ્રયત્ન કરવાનો.

આ માર્ગમાં જેમ બહોળો અવકાશ હતો તેમ એ માર્ગની કેટલીક મર્યાદાઓ પણ હતી. બહારથી અંગ્રેજ સરકાર ઉપર દબાણ લાવવું હોય તો બહાર જે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પ્રવર્તતી હોય, પ્રવર્તવાની હોય, એમાં સુભાષ બાબુએ ગોઠવાઈ જવું જોઈએ. બહારની સ્થિતિના ચોગઠામાં જો સુભાષ બાબુએ ગોઠવાવું હોય તો એનાથી ગોળ કાણામાં ચોરસ ખીલા કે ચોરસ કાણામાં ગોળ ખીલા તરીકે રહી શકાય નહિ! એ તો પછી જેવા સંયોગો હોય, જેવી અનુકૂળતાઓ હોય એનો લાભ લઈને એને જ પોતાના પક્ષમાં વાળવી જોઈએ. એટલે કે હિન્દની બહાર જઈને હિન્દની તરફેણમાં જો કામ કરવું હોય તો હિન્દમાં મહાસભાવાદી રાજકારણના કાર્ય, કાર્યની રૂઢિઓને વળગી રહી શકાય નહિ; મહાસભાનાં કાર્ય, કાર્યનાં બંધનોને પણ વળગી રહી શકાય નહિ. હિંસા-અહિંસાની તાત્ત્વિક, માર્મિક, ધાર્મિક, રાજકીય એવી જુદી જુદી વ્યાખ્યાઓને પણ વળગી રહી શકાય નહિ. વળગી રહી શકાય માત્ર ધ્યેયને, જ—મુકમ્મિલ આઝાદીના ધ્યેયને.

એટલે જેલવાસ દરમ્યાન સુભાષને એક જ વાતનો વિચાર કરવો રહ્યો—મહાસભાનું ધ્યેય શું? અહિંસા કે આઝાદી? એમાંથી જો એક જ સાધી શકાય એમ હોય તો શું સાધવું? અહિંસા કે આઝાદી?

એટલે કે મહાસભા એ રાજકીય તત્વજ્ઞાન છે કે રાજકીય પ્રવૃત્તિ? મહાસભાની નીતિ એ સાધના છે કે સાધ્ય?

આખરે અદ્ભુત ને અજબ મામયતો પછી સુભાષ બાબુએ ત્રીજો માર્ગ અખત્યાર કર્યો ઈ સ ૧૯૪૧ ના છેલ્લા ત્રણ માસ દરમિયાનના કોઈક વખતે—એમના જેલવાસના બીજા વર્ષના અંતભાગમા એમણે આખરી નિર્ણય કરી લીધો—હરકોઈ ઉપાયે મુકમ્મિલ આઝાદીના ધ્યેયને જ વળગી રહેવાનો

ને પોતાની જેલમાથી એ ગુપ્તવેશમા નાસી ગયા –

હિન્દની અદર એમને માટે કર્તવ્યપથ ઉઘાડો નહાનો ગ્યો એમણે પોતાને માટે અનોખો કર્તવ્યપથ ઉઘાડ્યો સુભાષ એ કેવળ આઝાદીનો ભક્ત ન હતો આઝાદી સમી માશુ નો આશક હતો. આઝાદીનો ગમાનો એ પરવાનો હતો આશકના દિલમા માશુકની મુલાકાતની જે તમન્ના હોય છે, પરવાનાને ગમાની આગમા ખાક થવાની જે ઉત્કટ પ્યાસ હોય છે, એ એનામા હતી એ કોઈ સામાન્ય ત્રાજવે લેખી શકાય, સામાન્ય માપે માપી શકાય એવો માનવ ન હતો પૂજા અને ભક્તિ વચ્ચેનો વચમા કોઈ સામ્ય નથી પતિ–પત્નીના વહેવાર ને આશકમાશુકની તમન્ના વચ્ચે કોઈ સામ્ય નથી

જગતમા શાણામા શાણો માનવ મનાતો કે સોલોમન પણ એ સોલોમનને ય એના જુવાન પુત્રે એકવાર કહ્યું 'ઓ સોલોમન, તુ જગતને તારા જ્ઞાનની આખે દેખે છે ખરો, પણ કોઈકવાર મારી જુવાનીની તમન્નાની આખે તો જો'

ને જેલમાથી નાસી જવાનો નિર્ણય કર્યો ત્યારે મોકલાવી શ યા હોત તો સુભાષે પણ ગાધીજીને આવા જ સદેશો મોકલ્યો હોત 'ઓ ગાધીજી ! હિન્દુસ્તાનને તમે તમારી અહિંસાના જ્ઞાનની આખે જુઓ છો કોઈકવાર મારી આઝાદીની તમન્નાની આખો તો નિહાળો'

સુભાષ બાબુની જેલમાથી નાસવાની એ જેની વિગતો જાણમા આવી નથી ને કદાચ કોઈ કાળે ય નહિ જાણી શકાય એવી ગેબી રહસ્યકથા છે

સુભાષ બાબુને સરકારે ઈ. સ. ૧૯૩૯માં પકડયા અને કોઈક સરકારી જેલમાં ગખ્યા. લગભગ એકાંત કેદીની હાલતમાં ગખ્યા ત્યાં એમનો પુરાણો રોગ જોર ઉપર આવ્યો સુભાષ બાબુનો ફેફસાની નબળાઈનો રોગ પણ જાણે એમની તમન્નાનો ગુલામ દેખાતો હતો. જ્યાં સુધી એ જેલ બહાર હોય, જ્યાં સુધી એ દેશહિતની પ્રવૃત્તિ કરતા હોય ત્યાં સુધી આ હઠીલો રોગ પણ જાણે એની કાર્યપરાયણતાથી ગેહ ખાઈ જતો ને શરીરમાં સૂતો રહેતો પરંતુ નિષ્ક્રિયતાની વેળા આવે, જેલમાં ફરજિયાત સુસ્તી આવે કે તરત જ એમનો આ રોગ એમના શરીર ઉપર સવાર થતો એમને પથારીવશ કરતો. એમને છેક મોતના મુખ સુધી ધકેલી દેતો જાણે સુભાષ બાબુએ પોતાના જીવનકાર્યની સાધના માટે મોત સાથે મહોબ્બત માંડી હોય એમ એના પ્રત્યેક જેલવાસ દરમિયાન એમને આ રોગ એમને જેલમાંથી મુક્તિ મેળવવામાં મદદગાર બન્યો છે અને પ્રત્યેક મરણોન્મુખ આજારીમાંથી ઊઠીને વધારે સશક્ત શરીરે સુભાષ બાબુએ પોતાની ઈષ્ટસિદ્ધિની દિશામાં એક કદમ આગળ ભર્યું છે.

. ક્ષયરોગના તમામ લક્ષણો બતાવતો એમનો આ હઠીલો પાડુરોગ આ સમયે પણ પોતાના જૂના દોરની વધારે થયો. સુભાષ જેલમાં માંદા પડ્યા. વધારે માંદા પડયા રોગ ઘેરાઈ ગયો. મરણોન્મુખ થયા. તબીબોએ એમના અવસાનના દિવસો ગણવા માંડયા. એમના જીવનના દિવસો આફી દીવા અને સરકારે એમને શાંતિથી સ્વજનોની વચમાં મરવા માટે, ખાસ કરીને એમના મૃત્યુનું આળ પોતાને માથેથી ઉતારી નાખવા માટે એમના ઘરને સરકારી જેલ જાહેર કરીને એમાં એમને ગખ્યા.

દોરને દોસ્તીનો ભાવ ભજવીને વિદાય લીધી. સુભાષ બાબુની તબિયત સ્મશાનના પારમાંથી પાછી વળી અને સુભાષ બાબુએ જેલમાં ઉપજેલા વિચારોને આગળ ધપાવ્યા.

હિન્દુસ્થાન તજી જવા માટે જેલમાંથી એમણે નાસી જવાનો ફેંસલો કર્યો. આ માટે એમણે હરકોઇને માટે પોતાની મુલાકાત બંધ કરી. એમના ઘર ઉપર ચોકી કરતા જાહેર અને છૂપી પોલીસના દરોગાઓને જણાયું કે સુભાષ યોગસાધના કે એવો કોઈ લખ-અલખનો અભ્યાસ કરે છે. ભલે કરે. સરકાર આ આપના સિંહની વારંવાર બટપટારો કરતી પૂછડીમાં એ મોઢું ન ભેળવે ત્યાં સુધી એ ગમે તે કરે, એમાં સરકારી પોલીસને રસ ન હતો.

આ અજ્ઞાતવાસ, કોઈને ય મુલાકાત નહિ આપવાના આ દિવસોમાં આઝાદીના તિતિક્ષુએ પોતાની દાઢી ઉગાડી. ચાલીસ દિવસ સુધી દાઢી વધારી.

અને ત્યારપછી સુભાષ બાબુના મકાનમાંથી એક પઠાણ બહાર નીકળ્યો. પઠાણનું નામ ઝિયાઉદ્દીન. ઝિયાઉદ્દીન પઠાણ ઘર બહાર નીકળ્યો ગાડીમાં બેઠો. પેશાવર સુધી ધોળા દહાડાની મુસાફરીમાં પહોંચ્યો.

અને એ બધા વખત દરમિયાન જેના ખાનગી ઓરડામાં કોઈનેય જવાની રજા ન હતી એવા સુભાષના મકાન ઉપર સરકારી પોલીસ ચોકીપહેરો ભરી રહી હતી

પેશાવર સુધી સુભાષ આમ પહોંચ્યા. ત્યાંથી એમને ભોમિયો કેમ મળ્યો, રહેમતખાન નામનો માણસ કોણ હતો, એ ક્યાંથી આવ્યો, એ ક્યાં રહેતો હતો, સુભાષ ઉર્ફે ઝિયાઉદ્દીનને તન તોડીને, તનમન-ધનની ભારે મોટી ખુવારી વહોરીને, પોતાની જાત ઉપર ભારે જોખમ વહોરીને એણે શા માટે સહાય કરી એ તો કોઈ જાણતું નથી ને કદાચ જાણીયે શકશે નહિ. પણ પેશાવરથી તે છેક અફઘાનીસ્થાનની હદ પાર ઊતર્યાં સુધી સુભાષ બાબુનો આ ભોમિયો હિંમતવાન, ચાલાક, ઇમાનદાર, આઝાદીનો આશક અને અનેક પ્રલોભનો સામે ટકી રહેનાર જવાંમર્દ દેખાય છે. સુભાષનું નામ નહોતો જાણતો

એમ પણ ન હતું. સુભાષ બાબુને હિન્દી સરકારને કે અફઘાન સરકારને સુપ્રત કરી દેવાથી પોતાને મળે એવા આર્થિક લાભ એના ખ્યાલમાં નહોતા એમ પણ ન હતુ, એમ છતાં પણ અંધારી રાતે કે પ્રકાશથી ભરેલા દિવસે, ભયંકર ખીણોમાં, કરાલ કોતરોમા કે સરકારી જાસુસોથી ઉભરાઇ નીકળેલી શેરીઓમાં આ જવાંમર્દ વીરે સુભાષને હર-હમેશ પાછળ ગણીને પોતે આગળ પગલાં ભર્યાં છે. હરહમેશ પોતાના કરતા સુભાષની ચિન્તા કરી છે. મા પોતાના તરતના જન્મેલા બળકની કાળજી રાખે એટલી કાળજી રાખી છે. હિમાલય, હિન્દુકુશ અને સુલેમાન પર્વતોની ઊંચી ઊંચી ખીણોમાથી ખાઈબર-ગીજની ને કાબૂલની સરાઈઓ ને બજારોમાંથી, વગડાના બગીચાના મેદાનોમાથી, હેલારે ચડેલી નદીઓની વચમાથી, રહેમતખાન સુભાષને સલામત પાર ઉતારી ગયો છે.

ઘડીભર ધારો કે આ રહેમતખાને બેઇમાની કરી હોત. અગર પોતાની જાતસલામતી ને બઢતી જોઈ હોત, એક અદના પોલીસને એણે કેવળ આંખનો ઇશારો કર્યો હોત, સુભાષ—નામી જતા પઠાણના છૂપાવેશમા ગિરફતાર થયા હોત તો—

મહાસભાવાદી ગાંધીપક્ષે એમની ભયંકર હાંસી કરી હોત, સત્યાગ્રહીના નામને કલંક લગાડનારા તરીકે એમણે ઓળખાવ્યા હોત. 'ફાવ્યો વખણાય' સૂત્રને હરહમેશ આચારમાં મૂકતી જનતાએ સુભાષની નિષ્ફળતા ઉપર કોપ કર્યો હોત. જનતાની હાસીને પાત્ર બનેલા ને મહાસભાએ તિરસ્કૃત કરેલા સુભાષને સરકારે કોક જેલમાં, કોક લાલ કિલ્લામાં, કોક આગ્રાના ભોંયરામા જીવતા ભંડારી મૂકયા હોત. હાથ આવે તે દિવસ એનાં હાડકા માત્ર હાથ આવ્યાં હોત.

એક જોરાવર રાજકીય પક્ષ, ફાવેલાને પૂજનારી ચાલીસ કરોડ જનતા ને પોતાના જીવનમરણના સંગ્રામમા સર્વ ભાનસાન ગુમાવી બેઠેલી કિન્નાખોર પરદેશી સરકાર...એ તમામની સામે આ દુર્બળ

દેહધારી, અર્ધો આફ્રગી માનવીઓ પડકાર કર્યો હતો...એક અજ્ઞાત માનવીની ઇમાનદારીના યકીન ઉપર. પરંતુ એ માનવી પણ એના દિલમાં ને દિમાગમાં સુભાષ બાબુ જેટલો મહાન હતો. આ જગતે આજ સુધીમાં જે નમૂનેદાર જવાંમર્દો પેદા કર્યા છે એ નમૂનાનો એ હતો.

કેવળ ખુદાના નામ ઉપર એક અજ્ઞાત માણસને માટે મંઝાગી લાખો જતા કરનાર ને જીવનમરણનું જોખમ પોતાને માથે એચનાર આ પઠાણ વીરનાં મૂલ કોઈ ઓછા આંકશો ના. હલદીઘાટના યુદ્ધમાં મહારાણા પ્રતાપનું છત્ર ખેંચી લઈને પોતાને માથે ધરીને મહારાણા પ્રતાપનું જોખમ પોતાને માથે વહોરનાર આદરીના માનસિંહ ઝાલા, પોતાના માલિકનું સ્થાન મુગલ જેલમાં લેનાર હીરાજી કે છત્રપતિ શિવાજીને નાસવાની તક મળે એ માટે માર્ગ રોકનાર બાજી પ્રભુ. પણ હાઈ, એ કોઈ કરતાં આ માનવીનું સ્થાન કમ નથી. પ્રજાઓ જીવી છે, પ્રજાઓ આઝાદ થઈ છે, પ્રજાની અભિલાષાઓ સાકાર થઈ છે એનો જેટલો પ્રગટ યશ પ્રતાપ, શિવાજી વગેરેને છે એટલો જ અપ્રગટ યશ હીરાજી ને બાજી પ્રભુઓ અને રહેમતખાનોને છે.

ને હિન્દની આઝાદીની તવારીખ જ્યારે લખાય ત્યારે રહેમતખાનનું નામ કોઈ ભૂલશો નહિ. સુભાષ બાબુ કરતા એની મહાનુભાવતા ઓછી નથી. સાચે જ કમાલ છીએ આપણે આ રહેમતખાન વિષે બીજું કંઈ જાણતા નથી—કદાચ જાણી શકવાના નથી. કદાચ એ જવાંમર્દનું સાચું નામ રહેમતખાન ન યે હોય. ને કોઈ બીજા ખરા નામ નીચે એ ઇમાનદાર માનવી આપણી સામે આવીને ઊભો રહે તોય આપણે એને પિછાનવાના નથી.

ઘણી આપત્તિમાં ને ઘણાં જોખમોમાં સુભાષથી એક કદમ આગળ રાખીને સુભાષને કાબૂલના દરવાજા સુધી પહોંચાડ્યા.

ને કાબૂલમાં લાલા ઉત્તમચંદ હતા. આ ઉત્તમચંદ પેશાવરના વતની હતા. કાબૂલમાં દુકાન કરી હતા. રહેમતખાને કાબૂલમાં એક સરાઈમાં સુભાષને બહેરો ને મૂગો એવો પોતાનો ભાઈ તરીકે રાખીને બજારમાંથી ઉત્તમચંદની પિછાન કરી. એની પારખ કરી સુભાષ કાબૂલમાં છે એની એને જાણ કરી ને ઉત્તમચંદે સુભાષ બાબુને પોતાને ત્યાં ઉતારો આપ્યો. ઉત્તમચંદે સુભાષને અફઘાનીસ્તાનમાંથી વિદાય આપવાના મામલાની તજવીજમાં રહેમતખાનને અંતઃકરણપૂર્વક સાથ આપ્યો.

સુભાષ નાસી ગયા છે ને હિન્દની બહાર જઈ રહ્યા છે, એવી ખબર હિન્દી સરકારની છૂપી પોલીસને પડી હતી ને એ લોકો સુભાષને પકડવા આભપાતાળ એક કરી રહ્યા હતા.

એમાંથી એક બે તપાસદારોને અફઘાનીસ્તાનમાં હિન્દમાંથી આવતા મુસાફરોને સતાવવાની તાલીમ આપવી હતી. કોઈ પણ મુસાફરને એ લોકો રોકી શકતા હતા, પૂછપરછ કરી શકતા હતા. હિન્દી સરકારને ખુશ કરતી અફઘાન સરકારની છૂપી ને જાહેર પોલીસની પણ એમને મદદ હતી.

આ બહેરો ને મૂગો પઠાણ એ જ સુભાષ છે, એની તો પોલીસને કશી ગંધ પણ નહોતી. પણ સુભાષને નામે એને સતાવીને એની પાસેથી ને જેના ઘરમાં એ રહે છે એ ઉત્તમચંદ પાસેથી ને એના ભાઈ તરીકે પોતાને ઓળખાવે છે એ રહમતખાન પાસેથી પૈસા પડાવવાની એને તક મળી. બહેરો મૂગો પઠાણ ગરીબ હતો. એટલે એને સતાવવામાં ફી-કેશ તો નહોતા, પણ 'ઓગલી તો ને ટલી લાવ કાપી મર્દના ન્યાયે થોડી લમાવું' એમ કરી ચાલુ જે કંઈ મળ્યું એ તો એમણે હાથ કર્યું.

આ સામે ઉત્તમચંદના મનમાં ઉકળાટ જાગ્યો. પરંતુ રહેમત-ખાનની સલાહથી એણે આ ટૂંકી બુદ્ધિની ને ટૂંકા દિલની સતામણી સહન કરી. આ સતામણીમાં જ સુભાષની મોટામાં મોટી સલામતી હતી કેમકે આ બહેરો-મૂંગો પઠાણ સુભાષ નથી, હોઈ શકે નહિ ને એ તો માત્ર બોડીબામણીનું ચરી ખાવાનું ખેતર જ છે, એ મક્કમ માન્યતામાંથી આ સતામણી જન્મી હતી. ને એની જેટલી બગદાસ કરવામાં આવે એટલી સુભાષની સલામતી વધારે હતી. એક રીતે તો અફગાનીસ્તાનમાં સુભાષને છૂપી પોલીસનું આ રીતનું પાકું રક્ષણ પણ હતું. એ પોલીસની નજર નીચે જ હતા ને પોલીસને મન એ સુભાષ જ ન હતા. તમાકુ પીવાનું બોડી બામણીનું ખેતર જ હતું.

આ દરમિયાન આ બહેરો મૂંગો પઠાણ લાંબી પગ મુસાફરીથી થાકેલો અને આજાર હોવાના નિમિત્તે ઉત્તમચંદના ઘરમાંથી બહાર નીકળતો જ ન હતો. જેલની હવાની એક ફૂંક જેને શ્મશાનના પાદર સુધી લઈ જતી, એ માણસ ભૂખ વેઠીને ઉજાગરા કરીને દિવસે છુપાઈ રહીને રાતે ચાલીને પેશાવરથી કાબુલ સુધીનો પાંચસો માઈલનો વિકટ પ્રવાસ પગે ચાલીને અતૂટ કરતો આવ્યો, તો ય એની તબિયત બગડી નહોતી. સુભાષે જાણે મોતને ખિસ્સામાં ગજવ્યું હતું. આઝાદીના પોતાના પ્રવાસ દરમિયાન જાણે આગળ મુસાફરી કરવાની ટિકિટ તરીકે એનો એ સ્વચ્છ ઉપયોગ કરી શકતા હતા.

ઉત્તમચંદના મકાનના ગુપ્તવાસ દરમિયાન એ આજાર નહોતા. માત્ર આજારીનું બહાનું જ બતાવતા હતા.

લાલા ઉત્તમચંદની પત્ની ગમેતેવી આજારી અને આજારીનાં બહાનાં વચ્ચે ભેદ ન સમજી શકે એટલી બેવકૂફ નહોતી. પોલીસ જેને માટે અવારનવાર આવતી હતી ને તમાકુ ચા કે એવું કાંઈક લઈને જ છૂટકો કરતી હતી, એવા આ અનાવડી આજારી ભોગવતા નકલી બહેરા-મૂંગા મહેમાન તરફ એના મનમાં શંકા હતી. એ શંકા એણે જાહેર કરી ને ઉત્તમચંદના ઉડાઉ જવાબે એની શંકા મજબૂત કરી

આખરે એને વિશ્વાસમાં લેવાનો એક માત્ર માર્ગ રહ્યો 'આ મહેમાન સુભાષ બાબુ છે ને એને નસાડવામાં હુ મદદ કરુ છુ મોન, તુ શુ કહે છે?

એ હિન્દવાણી બાઈ સુભાષ બાબુને નસાડવામાં રહેલા જોખમોથી વાકેફ નહોતી એમ નહોતું ભાવીની પરેશાનીની એ બિનવાકેફ નહોતી ઉત્તમચંદની ગિરફતારીનો સંભવ એને દેખાતો નહિ એમ ન હતું પોતાને પરભોમમાં ભિખારી હાલતમાં ભટકવું પડશે એ વાતનો એને ખ્યાલ ન હતો એમ પણ ન હતું છતાં એના હાડ હિન્દવાણીના હતા સતીઓ અને શૂરાઓની ઓલાદને જેણે જન્મ આપ્યો છે એ જનેતાઓની હામનો એ હજારો વર્ષનો વારસો હતો

'ધનભાગ્ય નાથ આપણાં કે આવા મહેમાન આપણે ઘેર આવ્યા ને ધનભાગ્ય આપણાં જો આપણાં હાડ ને ચામ પણ એના કામમાં આવે તો, નાથ'

સુભાષ બાબુના પરદેશ-પ્રયાણમાં આ વાત ઉત્તમચંદ ધ્યાનમાં રાખવા જોગ અને આદરવા યોગ્ય વ્યક્તિ છે એ હિન્દી સરકારથી ડરે છે, હિન્દી સરકારના હાથ કાબૂલની કઠપૂતળી અફઘાન સરકાર મારફત સારાયે અફઘાનીસ્તાનમાં ફરી શકે છે એ જાણે છે, વતનમાંથી દેશા દાર બનીને કાબુલમાં એ દુકાનદારી કરતા આવ્યા છે, એ કમાતા આવ્યા છે ને કમાય પણ છે એને માથે સુભાષને આશરો આપવાની જવાબદારી આવી એ એને ભારે લાગે છે, ભાવીની ચિન્તા ઉપજાવનારી લાગે છે, હરએક પળે પોતાના ઘરમાં સુભાષ બાબુ પકડાઈ જશે એ એને ડર છે, ને પોતાના ઘરમાં પકડાય તો પોતાનુ ને પોતાના સ્ત્રી-સંતાનનુ શુ થશે એની એને ફિકર છે લગભગ અર્ધો દિવસ એનો આ ચિન્તામાં જાય છે

ને એમ છતાં એ પાછો પગ ધરતો નથી એમ છતાં એ કોઈ કાયર પગલુ ભરતો નથી એમ છતાં પોતાની આ શંકાઓને એ

પોતાના ચિત્ત ઉપર સવાર થવા દેતો નથી. જો કોઈ સાચો માનસિક અમીરવાળો માણસ જોવો હોય તો આ લાલા ઉત્તમચંદને જોઈ લ્યો. સાચો વતનપરસ્ત માણસ કોઈને જોવો હોય તો આ પેશાવરના દુકાનદારને જોઈ લ્યો.

ખરી વાત પણ એ છે કે જે કાંઈ આપત્તિઓની એના મનમાં કલ્પના હતી એ સાચી નીકળી. અફગાન સરદારે આ લાલા ઉત્તમચંદને પકડયા. કેદ કર્યા. કેદીઓની અદલાબદલી વિષે અફગાન સરકાર અને હિન્દી સરકાર વચ્ચે શા કરારો કે સમજૂતી છે એ આપણે જાણતા નથી. સામાન્યતઃ ગજકેદીઓને સુપ્રત કરવામાં આવતા નથી. સામાન્યતઃ એક દેશની સરકાર પાડોશમાં હોય તોય બીજા દેશની સરકારના રાજકેદીને પકડતી નથી. અટકમાં કદાચ રાખે તોય અટકમાં ને અટકમાં કે બીજી કોઈ પણ રીતે બંદિવાન હાલતમાં તો સોંપતી નથી. સામાન્ય શિરસ્તો એવો છે કે બહુ બહુ તો એક દેશના એવા રાજઅપરાધીને બીજા દેશો આશરો ન આપવા હોય તો એને એ મુલક છોડી જવાનું કહેવામાં આવે ને એ માણસ ક્યાં જાય છે તેમાં બીજા દેશની રોકટોક હોય નહિ.

અલબત્ત અફગાનીસ્થાન જો સ્વતંત્ર દેશ જ હોય તો તો એણે આવું જ કાંઈ કર્યું હોત. પહેલા તો અફગાનીસ્તાનની હદમાં અફગાન કાયદા નીચે તો ઉત્તમચંદે કાંઈજ ગુનો જ કર્યો નહોતો. અફગાનીસ્થાનની હદની અંદર ગુનાપાત્ર બાબુ કોઈ ગુનેગાર હતા નહિ. ઉત્તમચંદ સામે એમ છતાં અફગાન સરકારને વાંધો હતો તો એણે ઉત્તમચંદને અફગાનીસ્તાનની હદ છોડી જવાનું ફરમાવી શકતી હતી. પછી ઉત્તમચંદ હિન્દમાં જ જાય કે બીજે જાય એ સાથે અફગાનીસ્તાનની સરકારને નિસ્બત નહોતી હોવી જોઈતી.

પરંતુ અફગાનીસ્તાનની આઝાદી હિન્દી સરકારની મહેરબાનીની આઝાદી છે. નામધારી આઝાદીની નીચે અફગાનીસ્તાન એ હિન્દી

સરકારના એક દેશી સામંત રાજ્ય જેવું રાજ્ય છે. આપણાં દેશી રાજ્યમાં પણ સરકારને વચ્ચે ના પડવું હોય ત્યારે એ રાજ્યો સ્વતંત્ર સાર્વભૌમત્વ ધરાવે છે એમજ કહે છે. જરૂર પડે ત્યારે એમને ત્રીજી આંખનો ચમત્કાર બતાવે છે. આવું જ અફગાનીસ્તાન માટે પણ છે. હિન્દી સરકારનો હિન્દ સંરક્ષણ કાયદાનો અમલ અફગાનીસ્તાનના પાટનગરમાં અફગાન સરકાર પોતે કરે એનો આ સિવાય બીજો કશો અર્થ નથી. લાલા ઉત્તમચંદને અફગાન સરકારે પકડ્યા, એની માલમિલકત જપ્ત કરી. ને બંદિવાન હાલતમાં જ એમને હિન્દી સરકારને સુપ્રત કર્યા. ત્યાં ચાર વરસ એને કેદમાં રાખવામાં આવ્યા.

પણ સુભાષ બાબુ અફગાનીસ્થાનની હદ છોડીને નીકળી ગયા હતા. હિન્દ સંરક્ષણ ધારાના વાદળોના આવરણમાંથી સૂર્ય બહાર નીકળ્યો.

આ અરસાનું આંતરરાષ્ટ્રીય રાજકારણ જોઈએ.

જર્મની અને મિત્રરાજ્યો–ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે ઈ. સ. ૧૯૩૯ના ઓગસ્ટમાં મહાયુદ્ધ જાહેર થયું. પોલાંડનું પતન થયું. બાલ્કન રાજ્યો જર્મન સાથે ભળી ગયાં. ઇટલી જર્મનીની તરફ ઉઘાડા પક્ષપાતભરી એની તટસ્થ નીતિ અખત્યાર કરી રહ્યું હતું. રશિયા અને જર્મની વચ્ચે મૈત્રીના કરારો હતા ને રશિયા ને ફીન્લેન્ડ વચ્ચેની લડાઈ જોરમાં ચાલતી હતી. બાલ્ટીક રાજ્યો રશિયા સાથે ભળ્યાં હતાં.



મૌલવી ઝીઆઉદ્દીન
[ પેશાવર એક્સપ્રેસના સેકન્ડ ક્લાસમાં ]



હિન્દુસ્તાનને મારા જુહાર કહેજો

પસાર કરી એમ આપણે જો માની લઈએ તો ત્યારે આંતરરાષ્ટ્રીય હાલત આવી હતી.

સુભાષ બાબુની મરજી તો હતી રશિયા જવાની, પરંતુ અફગાનિસ્થાનનું એલચીખાતું હિન્દી સરકારની છૂપી નિગેહબાજી નીચે હતું. હિન્દી જાસૂસો ને હિન્દી સરકાર પ્રેરિત અફગાન જાસૂસો એલચીખાતામાં આવજાવ કરતા શખસોની નોંધ રાખતા હતા, એમની છૂપી તપાસ કરતા. રશિયન એલચી સાથેની મુલાકાત બહુ શંકા ઉપજાવનારી અને લગભગ રાજદ્રોહી મનાતી હતી. એટલે ન તો રહેમતખાન કે ન તો ઉત્તમચંદ એલચીખાતાની અંદર જઈ શક્યા કે ન તો રશિયન એલચી સુભાષ બાબુને મળી શક્યા. એકવાર રસ્તામાં રહેમતખાને રશિયન એલચીને રોકીને વાત કરવાની કોશિષ કરી જોઈ. પરંતુ રહેમતખાન જે ઝિયાઉદ્દીનની વાત કરતો હતો એ જ માણસ પોતે સુભાષ બાબુ છે એની સાબિતીઓ રશિયન એલચીએ માગી ત્યારે એ ચૂપ રહ્યો. એની સાબીતી હોઈ શી શકે? એવી સાબીતીઓ મેળવાય કેમ?

અને એવી સાબિતી મળે નહિ ત્યાં સુધી રશિયન એલચી કાંઈ કરતાં કાંઈ કરે એમ ન હતુ.

એ કાળ હતો રશિયા જેની સાથે યુદ્ધ ખેલતુ હતુ, એ ફિન્લો-રશિયન યુદ્ધનો ફિનલેન્ડ જર્મનીનું દોસ્ત હતુ. જર્મનીને સર્વ પ્રકારની મદદ કરતુ હતુ પોતાની કહેવાતી તટસ્થતાનો લાભ લઈને અમેરિકા ને દક્ષિણ અમેરિકાથી સાધન સરંજામ આયાત કરીને જર્મનીને પૂરુ પાડતુ હતુ. ફિનલેન્ડના પ્રમુખ માર્શલ મેનરહીમ અને જર્મનીના ફ્યુરર હિટલર બે જિગરજાન ભાઈબંધ હતા.. હતુ તો આવુ બધુ છતા ઇગ્લાંડ ને ફ્રાંસ ફિનલેન્ડની વ્હારે ધાવાને તલપાપડ થઈ રહ્યાં હતા! જીનીવાના ગપ્પુગૃહમાંથી રશિયાને બાતલ કરવામા આવ્યું હતું, ભૂમધ્ય સમુદ્રને માર્ગે સેબાસ્ટપોલના કબજે

કરીને ત્યાંથી લશ્કર ઉતારીને છેક દક્ષિણથી રશિયા ઉપર આક્રમણ કરીને છેક ઉત્તરમાં ફિનલૅન્ડની વહારે ધાવાની મોટી મોટી લશ્કરી યોજનાઓ ઇંગ્લાંડ ને ફ્રાંસના લશ્કરી સ્ટાફ ઘડતા હતા ને એમાં અમેરિકાની પ્રગટ સંમતિ હતી.

અલબત્ત જો આ યોજના અમલમાં આવી હોત તો તો સુભાષને કાંઈ વધારે કરવાપણું જ રહ્યું ન હોત. રશિયાએ બ્રિટિશ સલ્તનત ને ફ્રાંસના ભૂકા બાર મહિનામાં કાઢી નાખ્યા હોત અને એક તો શું એક હજાર ચર્ચિલો પણ બ્રિટિશ સલ્તનતનો ઉગાર કરી શકત નહિ. પણ બ્રિટિશ સલ્તનતના કોઈ પુરાણા પુણ્યે આ યોજના અમલમાં આવી નહિ. નહિતર આવતી કાલનો દુકાળ ગઈ કાલે પડી ગયો હોત.

આપણે આ તરંગી અને બેવકૂફ લશ્કરીવાદીઓનાં હવાઈ સ્વપ્નાઓ જેવી ફીનલૅન્ડને મદદ આપવાની યોજનાના ગુણદોષમાં વધારે ઊતરશું નહિ. જાણીતા લશ્કરી નિષ્ણાતો—મેજર વર્નર વગેરેએ આ યોજના વિષે ઘણો પ્રકાશ પાડયો છે અને જનરલ ગેમેલીન, જનરલ ગોર્ટ કે જનરલ વેગા કે બીજો કોઈ લશ્કરી સરદાર આ જર્મની સામેનું મહાયુદ્ધ તો શું પણ એક લડાઈ પણ જીતવાની અક્કલ ધરાવતા ન હતા ને પચીસ વર્ષ પહેલાંના કાળમાં જીવતા હતા, એ વિષે એમણે ઠીક ઠીક ચર્ચા કરી છે. આપણે એ ચર્ચામાં પણ નહિ ઊતરીએ.

પણ એ કાળના વાતાવરણનો ખ્યાલ આપવા પૂરતો આટલો ઉલ્લેખ આપણે એ બેવકૂફોની સ્વપ્નોમનો કર્યો છે. એવા વાતાવરણમાં બ્રિટિશ સલ્તનતના એક ભાગમાંથી આવતો, એક પૂરી માહિતી કે સાચીની વગના માણસ તરફ રશિયન એલચી સકારણ શંકાથી જુએ તો એમાં નવાઈ નથી, કદાચ એ કોઈ બ્રિટિશ જાસૂસ જ

હોય તો ? હિન્દમાં જ સરકારી યુદ્ધપ્રયાસોને આગળ ધપાવવાના પ્રચારમાં હિંદી સરકારે પંડિત જવાહરલાલ નેહરુ ને મહાત્મા ગાંધીજીના નામનો મુક્ત કંઠે ઉપયોગ કર્યો હતો, એટલે રશિયામાં એક જાસૂસ મોકલવા માટે એ સુભાષના નામનો ઉપયોગ કરે તોય અશક્ય નહોતું. ટૂંકમાં પૂરી પનીજ ન થાય ત્યાં સુધી રશિયન એલચી ઝિયાઉદ્દીનને કાંઈ મદદ કરી શકે એમ ન હતું. ને રહેમતખાન કે ઉત્તમચંદ ઝિયાઉદ્દીન એ જ સુભાષ છે એના પોતાના જ શબ્દો કરતાં વધારે બીજી કોઈ પનીજ આપી શકે એમ ન હતુ. એટલે એ વાત એટલેથી જ અધૂરી રહી.

રશિયન એલચીની આશા છોડવા પડી ત્યાં ઈટાલિયન એલચી. ઈટલી જર્મનીનું દોસ્ત હતું. ઇટલીના સરમુખત્યાર મુસોલિની ને જર્મનીના સરમુખત્યાર હિટલર હજી પણ અવારનવાર એક ભાણે જમતા હતા, તોય સત્તાવાર રીતે ઈટલી તટસ્થ હતું. ને એની એ અર્ધદગ્ધ તટસ્થતાની અંગ્રેજ સરકાર પાગવાગની અદબ રાખતી હતી!

અને જેટલી અદબ અંગ્રેજ સરકાર ઈટલીની રાખતુ હતું એટલી જ અદબ રશિયા અંગ્રેજ સરકારની રાખતું હતુ. રશિયા અને જર્મની વચ્ચે મહાયુદ્ધમાં તટસ્થ રહેવાના કરાર હતા. પરંતુ એ કરારોનો સરવાળો સાર કેટલો છે એ વિષે અંગ્રેજો, જર્મની અને રશિયા ત્રણમાંથી એકેયને જરા ય ભ્રમ ન હતો.

જર્મની અને અંગ્રેજ સરકાર બેય આ કરારના ઓછાયા નીચે વખતની સાથે હોડ કરતા હતા. શાહીવાદ અને ફાસીવાદ વચ્ચે ભેદ માત્ર વિગતોનો જ હતો. બન્નેના મૂળભૂત સિદ્ધાન્તો એક જ હતા. જેવું હિટલર કરે એવું અંગ્રેજો ન કરે એવુ નહોતું. બલ્કે આ મહાયુદ્ધ દરમિયાન શાહીવાદે અનેક સ્થળે હિટલરને પણ પછાત રાખી દે એવાં કામો કર્યાં છે.

હિટલરનો યહૂદીઓ સામેનો દ્વેષ અમેરીકનોના હબસીઓ કે આફ્રિકનોના ને કેનેડાના હિન્દીઓ સામેના દ્વેષની વચ્ચે આજે ફરક નથી હિટલરની યુદ્ધકેદીઓની છાવણીઓ અને પોતાના વિરોધીઓની અચોક્કસ મુદત સુધીની અટકાયતો અને હિંદુસ્થાનની જેલો અને હિન્દ સંરક્ષણ કાયદાના પ્રબંધો વચ્ચે પણ ફરક હોય તો વિગતોનો જ ફરક છે તેમ જેમ હિટલર પોતાને આધીન પ્રજાઓ ઉપર રાજ્ય કરવાના જન્મસિદ્ધ અધિકાર ધરાવતા ખુદાઈ ફિરસ્તા જેવા સમજતો હતો તેમ અંગ્રેજો પણ પોતાને આધીન પ્રજા ઉપર રાજ કરવાના દૈવી અધિકાર ધરાવતા દેવદૂત જેવા જ પોતાને સમજે છે

દુશ્મનના વર્તાવમાંથી પગલે પગલે શબ્દે શબ્દે ફલિત થાય છે એવા નાઝીવાદ અને ફાસીવાદ વચ્ચે જેમ પસંદગીને ઝાઝો અવકાશ નથી તેમ રંગીન પ્રજાને પણ બન્ને વચ્ચે સાચ-જૂઠ કરવા જેવું નથી રહેતું. એટલે સફેદ પ્રજાને મન ઇંગ્લાંડ અને જર્મની વચ્ચે ભલે આભપાતાળનો ફેર હોય, એક ભલે માનવ-દૈત્ય હોય અને બીજો ભલે દેવદૂત હોય, એક ભલે પુરુષોત્તમ હોય ને બીજો ભલે ભસ્માસુર હોય પરંતુ ભૂમધ્ય સમુદ્રને સામે કાંઠેથી માંડીને ઠેઠ દક્ષિણ ધ્રુવ સુધી તો આ લડાઈ માત્ર લુટારા અને બહારવટિયા વચ્ચેની જ લડાઈ હતી.

આ બેની લડાઈમાં બેયમાંથી એકેય પક્ષને સાથ ન આપવાનો રશિયાએ પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો તે એ ઇરાદાની ભૂમિકા સાવ સાદી હતી.

ઇંગ્લાંડ અને જર્મની બન્ને નપાગખ્યા વરુ ને સત્તાલોભી રગદોળી બાજ જેવા હતા. એમને જીવવું હોય તો વધવું જોઈએ. એમને જીવતા રહેવું હોય તો પારકાને ખાવા જ જોઈએ ને એમની નજર રશિયાના વિરાટ અને સાધનસંપન્ન મુલક ઉપર પડી હતી

રશિયામાં સામ્યવાદી જીવનધોરણ હતું ને સામ્યવાદના બીજા ગુણાવગુણો ગમે તે હોય પણ એના બે પ્રધાન લક્ષણો આ એ જ સમયને—અંગ્રેજી શાહીવાદને આંખમાં કણું ખૂંચે એમ ખૂંચતા હતા.

આ બે પ્રધાન લક્ષણોમાં એક હતું એના અર્થતંત્રના ધ્યેયનું. એ ધ્યેય હતું—વપરાશ અને જરૂરતના જ હિસાબે માલનું ઉત્પાદન અને માલની વહેંચણી—રાજસત્તા વેપારી નફાખોરીને અનામત રાખનારી મિલ્કતપૂજક હકૂમત નથી, પરંતુ દેશના તમામ નાગરિકોને જરૂર પૂરતું અન્ન-વસ્ત્ર મળ્યા કરે એની તકેદારી રાખનારી ચોકીયાતી હકૂમત છે—આ રશિયાની સામ્યવાદી વ્યાખ્યા પારકા-

ઓને ગરીબ બનાવી, બને મારીને પણ તાગડધિન્ના કરવામાં સર્વ માત્ર જીવનધર્મ સમજતી અને દેશની નેવું ટકા જેટલી દોલત દશ ટકા જેટલા માણસોની ખાનગી માલિકીની બની રહે એમાં કશુંજ અજુગતું નહિ, પરંતુ સર્વાંગશુદ્ધ ઇશ્વિરદત્ત તંત્ર સમજનાર અંગ્રેજ શાહીવાદને ઝેર જેવી લાગે એમાં કાંઈ નવાઈ નથી.

ને સામ્યવાદીની બીજી વાત પણ શાહીવાદને ખૂંચે છે. સામ્યવાદમાં રંગદ્વેષ નથી. રશિયન સામ્યવાદી તંત્ર નીચે રશિયન પ્રજાજનો ઉપરાંત જેને અંગ્રેજી શાહીવાદ રંગીન લખે છે એવી અનેક નાની મોટી પ્રજાઓ છે.

આ પ્રજાઓને સફેદ પ્રજાઓથી ઊતરતું વર્તન નથી. આવી પ્રજાઓના પ્રજાજનોની અપેક્ષાએ સફેદ પ્રજાના પ્રજાજનોને કોઈ જાતની ઉપરવટ નથી, ઉપરામણ નથી; ખાસ લાભ નથી. એટલુંજ નહિ પણ આવી પ્રજાઓના પ્રજાજનોને સફેદ પ્રજાજનો જેટલા જ હક્ક છે, હકૂમત છે.—એટલે કે આ સામ્યવાદી તંત્ર જેમ શાહીવાદી અર્થતંત્ર સામે પ્રત્યક્ષ ઉપાલંભ સમું છે તેમજ એનો પોતાની સાથેની રંગીન પ્રજાઓ તરફનો સમભાવ એ શાહીવાદી રંગદ્વેષ સામે આવાહન સમો છે. શાહીવાદનાં પ્રધાન લક્ષણો બે—ખાનગી નફાખોરી, મિલકતપૂજા અને રંગીન પ્રજાઓ તરફનો દ્વેષ. સામ્યવાદની અંદર હજાર ખતરનાક વાતો હોય તોય આ ત્રણ વાતો તો નથી.

એટલે અંગ્રેજી શાહીવાદ હરવખત રશિયન સામ્યવાદને જડમૂળથી ઉચ્છેદવાની ખટપટમાં હોય તો એ વાત કેવળ સ્વભાવજન્ય જ હતી. હકીકત તરીકે તો પહેલાં મહાયુદ્ધ પછીની અંગ્રેજી શાહીવાદી નીતિ-રીતિ પરાસ્ત થયેલાં જર્મનીને પગભર કરી, સશક્ત કરી, તાકાતવાન કરીને રશિયન સામ્યવાદ સામે છોડી મૂકવાની હતી. હિટલરને આજકાલ શાહીવાદી પ્રચારકો 'બર્લીનના નરપશુ' તરીકે ઓળખાવે છે. ખરું, હિટલર નર-પશુ હતો. પણ શાહીવાદે પંપા-

જેલો, પાળેલો ઉછેરેલો નર-પશુ હતો ને એને રશિયા ઉપર વછોડી મૂકવા માટે પંપાળીને ઉછેરવામાં આવ્યો હતો. આ વાત શાહીવાદે છાની પણ રાખી નહોતી, પરંતુ છાપરે ચડીને પુકારી હતી. હિટલરે પણ ગુપ્ત નહોતી રાખી, બલ્કે હજાર જાહેર ભાષણમાં જાહેર રીતે કહી હતી.

પરિણામે આ બે વચ્ચે જ્યારે મહાયુદ્ધ જાગવાની વેળા આવી ત્યારે બેયને મન રશિયા એક કોયડા જેવું થઈ પડ્યું : અંગ્રેજોને ડર લાગ્યો કે રશિયા જર્મની સાથે મળી જશે. જર્મનીને ડર લાગ્યો કે રશિયા ઇંગ્લાંડ સાથે ભળી જશે.

દરમિયાન ઇંગ્લાંડ એક ભારે ગંભીર ભ્રમણામાં હતું.—રશિયાની તાકાત વિષે. હિટલર એવી ભ્રમણામા ન હતો. ઇંગ્લાંડને મન લડાઈ એ તો શાહીવાદી પ્રપંચજાળનું એક અંગ માત્ર હતું. હિટલરને મન યુદ્ધ એજ જીવનસર્વસ્વ હતું. એટલે હિટલરને રશિયા વિષે અંગ્રેજ લશ્કરી સત્તાવાળાઓ કરતાં વધારે સાચો ખ્યાલ હતો. ને એણે રશિયાને તટસ્થતાના કરારો કરવાનું આમંત્રણ આપ્યું. રશિયાએ એ કબૂલ કર્યું.

આવા સંયોગમાં રશિયાનું અંગ્રેજો તરફનું વલણ કેવળ હાથ ખંખેરવા જેવુંજ હતું. મહાયુદ્ધનું પરિણામ ગમે તે આવે એ સાથે એને કશો જ સંબંધ રાખવો જ ન હતો.

આ હતી આંતરરાષ્ટ્રીય શેતરંજ. એટલે રશિયા સુભાષબાબુને આમંત્રણ આપે એવો સંભવ ન હતો. કદાચ રશિયન એલચીને અને સુભાષને મેળો થયો હોત તો પણ રશિયા એને સહાય આપત કે નહિ એ સવાલ છે, ઘણું ખરું તો એ આપતજ નહિ.

ઈટાલિયન તટસ્થતા રશિયન તટસ્થતા કરતાં જુદી જાતની હતી. ઈટલીને અને જર્મનીને પાકો મનમેળ હતો, એમ તો નહોતું;

પણ એની તટસ્થતા સિંહ અને હાથીની લડાઈમાં શિયાળની તટસ્થતા હોય છે એવી હતી એમાંથી જે પક્ષ નબળો લાગે એના ઉપર તૂટી પડીને સબળા લેખાતા પક્ષની ઓથ લઈને બને એટલો લાભ લૂંટી લેવાની એની મુરાદ હતી—ઉઘાડી દાનત હતી એનાં સાધન કાચાં હતાં, અધૂરાં હતાં તૈયારીઓ નહિ જેવી હતી તેમ લડાયક ખમીર એનામાં હતું નહિ, પરંતુ શિયાળની વગડાની લાળી જેવી એની બૂમ તો આખા યુરોપમાં સંભળાતી ને ત્રાપોક હોય એને ડગાવતી રહેતી

એટલે ઉઘાડા ન થવાય તો છૂપી ઈંગ્લાંડની સામે પણ પગલાં ભરે એવી એની મનોવૃત્તિ હતી સુભાષ બાબુને અફગાનીસ્થાનમાંથી પસાર કરી દેવામાં ઈટલીના એલચી સિનોર કારોનીએ પૂરો ભાગ ભજવ્યો

અફગાનીસ્થાનમાંથી સુભાષ બાબુને પસાર થવું હોય તો રશિયાની હદ પસાર કરવી જ પડે

આ પરવાનગી મેળવતાં ઠીક ૧૩ દિવસો ગયા સુભાષ બાબુને મોસ્કો આવવા ને ત્યાંથી વિમાન માર્ગે બર્લીન પહોંચી જવાની પરવાનગી મળી

આ દરમિયાન આપણે એક બીજા મરદિલ માનવીની થોડીક પિછાન કરીએ છીએ

ક્યાંના છે એની કશી ખબર નથી પણ આવા માણસને ઉપલબ્ધ હોય એવા માર્ગે એને ખબર પડી કે કોઈક એક હિન્દુસ્તાની માણસ આવ્યો છે જે માણસની પાછળ સિપાઈઓ ભારે શોધ ચલાવે છે છૂપી પોલીસના દગલબાજ આભપાતાળ એક કરી રહ્યા છે એ માણસને અફઘાનીસ્તાન પાર કરવું છે પણ કાંઈ રસ્તો મળતો નથી

હિન્દુસ્તાની માણસ! પોલીસના પંજામાંથી ભાગવા મથે છે! ને એને અફઘાનીસ્તાનના પોલીસો સતાવે છે! મહેરબાનને માટે આ વાત પૂરતી હતી

એ આગળ ઉત્તમચંદની પાસે કાબુલમાં વસવાટ કરતા દુકાનદાર નજીક આ માણસ સંબંધી ઉત્તમચંદને કાંઈ ખબર હોય એમ સમજીને કહ્યું 'ભાઈ! આ માણસ કોણ છે એની મને ખબર નથી તેમ મારે જાણવાની જરૂર નથી એ જાણે ને એનું કરમ જાણે પણ જો જીવ બચાવવાને એને અફઘાનીસ્તાનમાંથી ભાગી છૂટીને રશિયન હદમાં પેસી જવું હોય તો હું એને હદપાર ઉતારી આવું થોડું ખરચ થાય એમ એ કરી શકે એમ હોય તો ત્રણ ચાર દિવસમાં ઉતારી દઉં અહીં પૈસા કેમ ખરચવા ક્યાં ખરચવા એની મને ગમ છે પૈસા ખરચી શકે એમ ન હોય તો હું કાંઈક બીજા કામ માટે પૈસા ખરચું ત્યાં સુધી એણે રાહ જોવી જોઈએ તમે એને જાણતા હો તો કહેજો કે મને મળે પૈસા ખરચી શકે એમ હશે તો ત્રણ ચાર દિવસમાં ઉતારી દઈશ નહિ ખરચી શકે તો ઠીક! મહિને છાનો છુપાવી રાખીશ ને લાગ મળતાં પંદરેક દિવસમાં ઉતારી જઈશ '

ઈટાલિયન એલચી તરફથી હજી જવાબ ન હતો સુભાષ પૈસા ખરચી શકે એમ હતું મહેરબાનને પાંચસો સાઠસો રૂપિયા આપ્યા ને કાબૂલથી તે રશિયન સરહદ ઉપરની હેરાત નદી સુધીની સફરની મદદની તજવીજ કરી નાખી

ત્યાં ઇટાલિયન એલચીનો જવાબ આવી ગયો. સુભાષને ઇટાલિયન પાસપોર્ટ મળ્યો. ઇટાલિયન એલચીની મોટરમાં એ સરહદ પાર જઈ શકે એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ

મહફીરનો ઉપયોગ ન રહ્યો. એની સેવાનો લાભ ઉઠાવવાનો ના રહ્યો. એમ છતાં સરહદપાર સુભાષની આ પ્રવાસ કથામાં મહફીરના નામની સુવાસ રહી ગઈ છે. મહફીર! દોસ્ત! તું જે હો તે હો! જેવો હો તેવો હો! જુગારી હો! દાણચોર હો! વ્યસની હો! તું જ્યાં હો ત્યાં હો! પણ તું દોસ્ત જાંનિસાર હિન્દી હતો. તારા હાડ હિન્દની માટી ને હિન્દનાં નીમકનાં હતાં. નામ કામ જેનુ જાણતો ન હતો, જેના ભૂત અને ભાવીની તને પિછાન ને ખ્યાલ ન હતો એવા એક હિન્દીને હિન્દના નામ માત્રને કારણે તું સામે ચાલીને સહાય કરવા આવ્યો! મહફીર!

ઇટાલિયન એલચીની મોટરમાં સુભાષબાબુ અફઘાનીસ્થાન પાર ઊતરી ગયા. રશિયન હદમાં પ્રવેશ્યા. ત્યાંથી સીધા મોસ્કોમાં ગયા. ત્યાંથી વિમાન માર્ગે બર્લીન ગયા.

બર્લીનમાં હિટલરે એમનુ જાહેર સ્વાગત કર્યું. 'હિન્દના સરનશીન' તરીકે ઓળખાયા.

ને ત્યાં થોડો વખત સુભાષબાબુ 'હિઝ એક્સેલેન્સી ડેપ્યુટી ફયુરહર ઓફ ઇંડિયા' તરીકે રહ્યા.

'મરકાઇ' તરીકે આલ્બેનિયામાં થોડો વખત રહ્યા. થોડો કાળ તબિયતને કારણે વિયેનામાં રહ્યા.

અને પછી જીવનભરના આ લડવૈયાએ પોતાના લાંબા પ્રવાસનો થાક ખંખેરીને, તન અને મનને લાગેલો તાપ ને સંતાપ ખંખેરીને યુદ્ધના સાજ સજ્યા.

## ૧૩. મહાભારત

જર્મનીમાંથી જ એમણે આઝાદ હિન્દ માટેની એમની લડત શરૂ કરી. જર્મનીમા એમણે આઝાદ હિન્દ ફોજની રચના વિચારવા માંડી—કરવા માંડી—અમલમાં ય મૂકવા માંડી. ને જાપાને મિત્રરાજ્યો સામે યુદ્ધમાં ઝંપલાવ્યું. જાપાની આગેકદમ શરૂ થઈ.

ને બર્લિનથી એક સબમરીનમા બેસીને સુભાષબાબુ જાપાનના કિનારા ઉપર ઊતર્યા.

જર્મનીમા એમણે તાબે થયેલા હિન્દી સૈનિકોમાથી આઝાદ હિન્દ ફોજની સ્થાપના કરી અને ડ્રેસ્ડન ખાતે એનુ તાલીમ મથક સ્થાપ્યુ.

જર્મનીમાંથી યુદ્ધ કેદી તરીકે પકડાયેલા હિન્દી સિપાઈઓમાંથી આઝાદ હિન્દ ફોજની રચના કરવામાં આવી હતી પરંતુ એ માટે ભાઈ કરવા કોઈ સિપાઈ ઉપર જોરજુલમ કરવામાં આવ્યો ન હતો. એ ભરતી હતી મરજિયાત

જર્મનીમાં આઝાદ હિન્દ ફોજની રચના કરતાં એમણે એવી જાહેરાત કરી હતી કે 'હિન્દને આઝાદ કરવા માટેની આઝાદ હિન્દ ફોજની રચના કોઈના યે અંગત સ્વાર્થ માટે થાય છે એવી કોઈનેય શંકા હોય તો તે દૂર કરજો હિન્દ આઝાદ થાય ત્યાર પછી હિન્દના ભાવીમાં મારું કે તમારું કે આઝાદ હિન્દ ફોજના કોઈએ સિપાઈનું કોઈ યે જાતનું સ્થાપિત હિત નથી રહેવાનું આપણે તો હિન્દને આઝાદ કરવાના પ્રયાસો જ કરવાના છે ને હિન્દ આઝાદ થાય તે ઘડીએ એ આઝાદ હિન્દને તેમજ આપણા તમામ શસ્ત્રસરંજામને હિન્દી મહાસભા તથા ગાંધીજીને ચરણે જ મૂકવાના છે '

વતનની આઝાદી માટેનો પયગામ હિન્દી સિપાઈઓની વચમાં ઠીક ઠીક ફેલાઈ ગયો હિન્દુ, મુસ્લિમ, શીખ તમામ વર્ગના સિપાઈઓમાંથી થોકબંધ સિપાઈઓ આ ભરતીમાં જોડાયા માદરવતનની મુક્તિ માટે માથું મૂકીને મરવાને મયદાને પડેલા આ જંગબાઝ જવાંમર્દોમાંથી કોઈને હિન્દુ કે મુસ્લિમના ભેદભાવો નડ્યા નહિ તેમ ઠેઠ સુધી કામ કરવામાં કશાય આતગાયડપ પણ ન થયા

'આઝાદ હિન્દ ફોજ' આ નજરે આપણા દેશનું અનુપમ પ્રકરણ છે માદરેવતનને આઝાદ કરાવવાનું એક માત્ર ધ્યેય સહુની નજર સામે હતું એમાં સમસ્ત દેશની પ્રજાની સર્વાંગ મુક્તિની કલ્પના હતી એમાં કોઈ કોમી અદેખાઈ કે કોમી દ્વેષને કે કોમી શંકા-આશંકાને સ્થાન ન હતું 'આઝાદ હિન્દ ફોજે' આપણને એક વાત બતાવી છે કે જો ત્રીજો પક્ષ હાજર ન હોય તો આ દેશના અંતરમાં કશો કોમી ભેદ નથી, કોમીભાવ નથી, કોમ કોમને આશંકા નથી. ઊંડું

મત અને સંગીનના જોર ઉપર બેસીને કેવળ પોતાનો સ્વાર્થ સાધવા માટે જ બેઠેલા ત્રીજા પક્ષના દાવપેચોથી જ સર્વ કોમી ભેદભાવોને માટે મુકમ્મિલ જવાબદાર છે.

પરંતુ વસાહતી હિન્દીઓની આઝાદીની તમન્નાની એ યશગાથા અલાહેદું સ્થાન માગી લ્યે છે. સુભાષબાબુનું ઘડતર આપણે જોયું. મહાસભા સાથેના એમના મતભેદો જોયા. એ મતભેદોને સાંધવાનો એક નિરર્થક યત્ન જોયો. મતભેદોને મતભેદોમાં પરિણમતા જોયા. આખરે હિન્દને આઝાદ કરવા માટે સિવાય હિંસા–સિવાય બળવો, બીજો કોઈ રાહ સુભાષે પોતાની સામે બંધ જોયો.

મહાસભામાંથી તિરસ્કૃત થયેલા સુભાષબાબુને નીચલા થરના લોકોની ખાંધે બેસીને હિન્દુસ્થાનને પાર ઊતરી જતા જોયા.

એક ભાગેડુ ગજનેતા, અજાણ્યા પઠાણ, અજાણ્યા ને ડામીજ મનાયેલા મહફીઝ, એક ગભરુ નારી, એક અર્ધલાચાર દુકાનદાર— હિન્દની તવારીખના હિન્દની લોક-ગાથાને આલેખવા માટે કેવાં પાંગળાં સાધનો દેખાય છે.

એ લોક-ગાથામાં કોઈ કૃષ્ણ નથી. કોઈ અર્જુન નથી કોઈ દ્રૌપદી નથી કોઈ ભીષ્મ નથી. કોઈ કર્ણ નથી. ને એને આલેખવા માટે કોઈ ભગવાન વ્યાસ પણ નથી.

અને છતાંય એક બીજું મહાભારત જેવું મહાપુરાણ લખાયું છે. એને લખવા માટે કોઈ કાગળો વપરાયા નથી, પરંતુ આસામ-નથી માંડીને સીંગાપોર સુધીની ધરતીનો ઉપયોગ થયો છે. એને લખવા માટે કોઈ શાહી વપરાઈ નથી, પરંતુ જીવના જવાંમર્દોએ હસ્તે મોઢે ન્યોછાવર કરેલાં લોહી વપરાયાં છે

એ મહાભારત છે—મારું, તમારું અને હિન્દુસ્થાનની પ્રજાનું. એ આઝાદીની તમન્નાની ગાથા છે—ફકીરોની, જુગારીઓની, પઠા-

જુોની, સિપાઈઓની, જવાંમર્દોની, કુમળાં બાળકોની, કિશોર નવવધૂઓની, બુઝર્ગોની, કંગાલોની, કરોડપતિઓની—ગુજરાતીની, મદ્રાસીની, પંજાબીની, બંગાલીની,—હિન્દીની,—હિન્દુઓની, મુસલમાનોની, શીખોની, રજપૂતોની........

હિન્દી વસાહતીઓની એ વીર ગાથા છે. વતનના માનવીઓના માથા ટટ્ટાર રહે, વતનની ઇજ્જતનું અરમાન નવ ખંડ પડઘા પાડે એ માટે આ દેશમાંથી એક નહિ પરંતુ એક હજાર કારણે, પરભોમમાં વસવાટ કરવા માટે ગયેલા હિજરતી હિન્દીઓની.

એમાં લખપતિઓ છે. વેપારીઓ છે. સિપાઈઓ છે. દેશ છોડીને ભાગી ગયેલા જુગારીઓ છે. ધણીઓ છોડીને ભાગી ગયેલી નારીઓ છે. બાપને છોડીને ભાગી ગયેલા જુવાનો છે. પેટ ભરવા ગયેલા મજૂરો છે—એમાં કોણ નથી ?

જે હજાર હજાર મીઠા કે ખાગાં કારણે હજાર હજાર હિન્દીઓ દર વરસે વરસે આ દેશ છોડીને પરભોમમાં વસાહતી તરીકે વસે છે, એ તમામ એક મહાસાગરને આરે એકઠા થાય છે.

તમામ એ ઘૂઘવતા સાગરમાં પોતાની નૌકા ઝુકાવે છે, એક પ્રચંડ ભાવનાને ભરોસે, એક અખૂટ પ્યાસની ઉત્કટતાએ, એક સ્વમદૃષ્ટા નાખુદાની પાછળ.

એ સ્વપ્ન તો ભાંગી ગયું. એ નૌકાઓ ડૂબી ગઈ. એ ભગીરથ પ્રયાસ બરબાદ થયો. એ પ્યાસ અખૂટ રહી, ને એ સ્વપ્નદૃષ્ટા કો અગોચર મુલકમાં અદૃશ્ય થયો.

એ મહાભારત છે—કોઈ એક માનવીની એ ગાથા નથી. સમસ્ત લોકની એ વીર-કથા છે. રામાયણ અને મહાભારતની સાથે સાથ બેસે એવું એ મહાકાવ્ય છે—જીવન્ત.

એની યાદ કદી નહિ વીસરાશે. એની સ્મૃતિ એ રાષ્ટ્રનો ધન્ય વારસો છે. એ નાખુદો એ રાષ્ટ્રનો અણમોલ ને અમર આત્મા છે.

એ મહાકાવ્યના પહેલા પાના ઉપર મુદ્રાલેખ લખાયો છે. 'જય હિન્દ'.

આજ દેશમાં ખૂણે ખાંચરે પડઘા ઊઠે છે 'જય હિન્દ'

આજ દેશ પરદેશમાં હિન્દી માત્ર અણનમ સીને પુકારે છે: 'જય હિન્દ'

આજ હિન્દની કોઈ અવગણના કરી શકતું નથી, કરી શકે એમ નથી.

આજ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં વોશીંગ્ટનથી મોસ્કો સુધી નાદ ગૂંજે છે: 'જય હિન્દ!' ને જગતને પોતાની હથેલીમાં નચાવવાના દાવાઓ કરતા દેશપરદેશના રાજપુરુષોના કાન ચમકી ઊઠે છે—એ નાદથી.

એ નાદ—આઝાદ હિન્દ રેડિયો ઉપરથી આવતો એ આવાજ—આજ પડઘા પાડે છે સારાયે એશિયામાં—મીસર, પેલેસ્ટાઈન, સીરિયા, ઈરાક, ઈરાન, ચીન, મલાયા, બર્મા, જાવા, સુમાત્રા.

આજ એશિયાવાસી માત્રનાં દળ કટક ચાલી નીકળ્યાં છે. ખેતરોમાંથી, ખાણોમાંથી, કારખાનાઓમાંથી આજ જનતાના પગરવે જનપદ માત્ર ધમધમી ઊઠયા છે.

આઝાદ હિન્દ ફોજ—પરાસ્ત થઈ. એનો સિપેહસાલાર અદૃષ્ટ થયો. કદાચ એ મૃત્યુ પામ્યો હશે, કદાચ એ વનવન ભટકતો હશે, કદાચ... ... ...

અમેરિકામાં જ્યારે ગુલામીની પ્રથા હતી, અમેરિકન અર્થતંત્રમાં ગુલામી મૂળભૂત અંગ હતું, ત્યારે જો બ્રાઉન નામના એક હબસીએ ગુલામી સામે થોડા સાગરીતો સાથે બંડ ઉઠાવ્યું. બંડ કચરાઈ ગયું,

જે વ્યક્તિને ફાંસી મળી તેનુ ચાર વર્ષ પછી અમેરિકામા ભયાનક આંતરવિગ્રહ ફાટી નીકળ્યો ગુલામીનુ દફન થયુ ને અમેરીકન દરિએ ગાયુ

Old Joe Brown is dead
But his soul is marching On!

ગયા મહાયુદ્ધ દરમિયાન આઇરીશ નેતા રોજર કેસમેન્ટે બળવો ઉઠાવ્યો બળવો દબાઈ ગયો રોજર કેસમેન્ટને ફાંસી મળી

મરતી વખતે ફાંસીના માચડા ઉપરથી કેસમેન્ટે કહ્યુ 'અમે હાર્યા છીએ—અમે મરીએ છીએ—દેશ જીવતો રહે તે માટે

ચાર વર્ષ પછી આયર્લેન્ડ આઝાદ થયુ

આજ સુભાષબાબુ લાપત્તા છે કોઈ કહે એ દગો છે કોઈ કહે એ મૃત્યુ પામ્યા છે કોઈ કહે અમે એમને જીવતા જોયા છે કોઈ કહે અમે એનુ મડદુ જોયુ છે

પૌર્વાત્ય લોક-ગણ-એશિયાનો પ્રજાજન આજ છલાંગ મારીને બેઠો થયો છે-ને એની સામે સંગીનો ને તોપો, ટેન્કો ને વિમાનો, ઝેરી વાયુ અને એટમ બોમ્બો નકામા થઈ પડ્યા છે.

—કેમકે ચાર વર્ષ પહેલાં એક સ્વપ્નદૃષ્ટાએ સ્વપ્ન જોયું હતું. ચાર વર્ષ પહેલાં કેટલાંક માનવીઓ એ સ્વપ્ન પાછળ પાગલ બન્યાં હતાં.—ચાર વર્ષ પહેલાં તેઓએ રણધ્વજ સાહ્યો હતો—રણવાટ લીધી હતી.

એ બરબાદ થયાં. એમની બરબાદીના ભંગારમાંથી નવા પ્રાણ જાગ્યા છે. સમસ્ત ખંડને મુક્તિ પયગામ મળ્યો છે. એ લોકો નાશ પામ્યા—હિન્દને અમર કરી ગયા.

એ છે મહાભારત.

એ મહાભારતની રચનામાં સુભાષ બોઝનો હિસ્સો પહેલાં આપણે જોઈએ. સ્વપ્નાંની ઇમારત જોઈએ એ પહેલાં સ્વપ્નદૃષ્ટાની ઇમારત જોઈએ.

## ૧૩. વીર ગાથા

જાપાને મહાયુદ્ધમાં ઝંપલાવ્યું અને અંગ્રેજ સરકારના તુમારિયા સામ્રાજ્યના કાગળના કિલ્લા એક પછી એક પડવા માંડયા.

કાઈ એકલદોકલ મુસાફરને નડે એના કરતાં પણ અનેકગણી ઓછી તકલીફ જાપાની સેના શીંગાપોર, જાવા ને સુમાત્રા સુધી પ્રલયનાં પૂર પેઠે ફરી વળી.

ક્યાંક અંગ્રેજી અફસરો શરાબી મહેફિલમાં હતા, ક્યાંક નાચ-ગાનના જલસામાં હતા, ક્યાંક વિહાર કરવા ગયા હતા. જ્યાં હતા ત્યાંથી જીવ બચાવવાને ભાગ્યા.

પોતે-દોઢસો વર્ષથી જ્યાં રાજ્ય કર્યું હતું, જે પ્રજાઓને નિઃશસ્ત્ર બનાવી, કાગળને નાયે વહેવારને પંથે ચડાવી, સંરક્ષણની જવાબદારી પોતે માથે લીધી હતી; એનું પાછળ શું થશે એની કશી જ દરકાર આ શાહીવાદી લશ્કર કે એના મોવડીઓએ ના કરી. ગોરા સિપાહીઓની લડવાની તાકાત કેટલી છે એ એમણે બતાવ્યું. ગોરો સિપાહી જ્યાં હતો ત્યાંથી, ગોરો અમલદાર જ્યાં હતો ત્યાંથી જાપાની આક્રમણનું નામ સાંભળીને જીવ બચાવવા ભાગી છૂટયો ને પોતાની પાછળ અફસર વગરના હિંદી સિપાઈઓને બચાવના કશા જ સાધન વગરની પ્રજાને મૂકતો ગયો. ક્યાંક ભર્યાંભાણ્યાં મૂકીને ભાગ્યો, ક્યાંક કપડાં પહેર્યાં વગર ભાગ્યો, ક્યાંક જોડા મૂકીને ભાગ્યો !

એ ઘણું ભૂલ્યો. ન ભૂલ્યો, માત્ર એક વાત. નાસવા માટેનું વાહન ન ભૂલ્યો ને હથિયાર ન ભૂલ્યો. પાછળ રહેલી પ્રજાના હાથમાં પોતાનું રક્ષણ કરવાનેય હથિયાર રહે એ એને કઠે વાત આવી ગઈ.

નાબેસર પ્રજાનુ નિઃશસ્ત્રીકરણ ગોરા લોકોને કેટલી મહત્ત્વની વાત છે એ એણે બરાબર બતાવ્યું. એ પાછળ ઘણું ભૂલ્યો, ઘણું મૂકી ગયો એક માત્ર આ વાત ન ભૂલ્યો.

એટલે જાપાની સૈન્યની જેમ જેમ આગેકદમ થઇ રહી તેમ તેમ જુદા જુદા પ્રજાજનોમાં ભય અને ગભરાટની લાગણી છવાઈ રહી ક્ષણભર પ્રજાજનોમા ભારે ભય ને ગભરાટની હવા ફેલાઈ.

હિન્દીઓમા પણ એવો ગભરાટ વ્યાપ્યો. લોક જે વાહન હાથમાં આવ્યુ અને જે બચત હાથમા આવી એ લઈને પોતાના સ્વજનો સાથે માદરેવતન આવવા ઊપડી ગયાં.

વાહનવ્યવહાર ન મળ્યો ત્યાં હજારો લોકો મથાયા ને રંગૂનથી પગરસ્તે ચાલી નીકળ્યા.

આવી પરિસ્થિતિ હતી અવ્યવસ્થા, આતંક, પરદેશી આક્રમણ, આવતા જતા સૈન્યોના અત્યાચારો વગેરેથી હવા ધમકતી હતી.

આ વખતે જાપાનના રાજનગર ટોકિયોમા જાપાની વસ્તીના હક ધરાવતા એક બુઝર્ગ હિન્દી રહેતા હતા રાસબિહારી બોઝ એમનુ નામ બંગાળાના ત્રાસવાદી મામલામા વગોવાયેલું. પહેલા હિન્દમાથી નાસીને જાપાનમા એ રહેતા હતા.

એમણે હિન્દીઓને આ અશાંત વાતાવરણમા સુરક્ષા ને શાંતિ આપવા માટેના ઉપાયો વિચાર્યા. જાપાની સરકાર સાથે સંદેશા ચલાવ્યા ને જુદે જુદે સ્થળે વસતી હિન્દી પ્રજાઓના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી.

સીંગાપુરના જાપાનમાં જાપાનને તાબે થયેલા હિન્દી સિપાઇઓમાં એક હતો અમીર નામે કૅપ્ટન મોહનસિંહ. આ હિન્દી અફસરનાં હાડ પોતાના હમવતનીઓનાં સંકટો અને અસહાય દશા ને ચિંત્ય-જનતાથી ધમકી ઊઠયાં.

એણે સ્થાનિક જાપાનીસ લશ્કરી સત્તાવાળાઓ સાથે મસલત કરી અને હિન્દીઓને રક્ષણ આપવા, સહાય કરવાને આઝાદ હિન્દ ફોજની સ્થાપના કરી

પરંતુ સ્થાનિક લશ્કરી સત્તાવાળાઓની પેશકદમી ઘણી હતી કેપ્ટન મોહનસિંહની આઝાદ હિન્દ ફોજ—એ લડાઇમા તાબે થવાની જેમને ફરજ પડી હતી એવા હિન્દી સિપાઇઓની બનેલી હતી એટલે જાપાની લશ્કરી સત્તાવાળાઓને મન લશ્કરી કાયદા અનુસાર યુદ્ધ કેદીઓનીજ ફોજ હતી એ રીતે જાપાની લશ્કરી વિજયો માટે છૂટથી ગમે ત્યા ગમે તેવા ■ યોગોમા ઉપયોગમા લઈ શકાય એવી એ સેના હતી એ કારણે જાપાનીસ લશ્કરી સત્તાવાળાઓ આ સેનાના સૈનિકોનો હિન્દમા જાસૂસો તરીકે ઉપયોગ કરવાને પ્રેરાયા

આ સામે કપ્તાન મોહનસિંહે મક્કમ વિરોધ કર્યો, પણ એના વિરોધને એમણે ઝાઝુ વજૂદ આપ્યુ નહિ તેમ જાપાનીઓની લશ્કરી સગવડોની અપેક્ષાએ હિંદી વતનીઓની સલામતી ને શાંતિનો પ્રશ્ન મહત્ત્વનો છે એમ જાપાનીસોને સમજાયુ પણ નહિ

આ કારણે કપ્તાન મોહનસિંહની આઝાદ હિંદ ફોજ જાપાનીસ સેનાના કેવળ અગ તો શુ ઉપાંગ તરીકે બની બેસવાનો ભય ઊભો થયો ને આ સેનાનો ઉપયોગ કેવળ તોપના ડાચાખોરાક તરીકે જ થવાનો તમામ જોગ દેખાયો

કપ્તાન મોહનસિંહની આ મકસદ નહોતી ને એમણે ડહાપણ વાપરીને આ આઝાદ હિન્દ ફોજ બરખાસ્ત કરી દીધી

હિંદી સિપાઈઓની હિંદી નાગરિકોને રક્ષણ આપવાની સુગ હનો આ ફોજ આ યો ત્યારે બીજી બાજુ હિન્દી નાગરિકોના પોતાના પ્રબધ કરવાના વિચાર પણ ઝાઝી પ્રગતિ કરી શક્યા નહિ ટોકિયોમા

જે પરિષદ મળી તે પ્રતિનિધિત્વવાળી નહોતી, એટલે ત્રણ માસ પછી સિંગાપુરમા બીજી પરિષદ મેળવવાનો નિર્ણય કરવામા આવ્યો

આ પરિષદમા હિંદી નાગરિકોએ આઝાદ હિન્દ સઘની સ્થાપના કરી અને એના પહેલા પ્રમુખ તરીકે રાસબિહારી ઘોષની વરણી થઈ

પરંતુ જાપાનીસ આક્રમણ નીચે આવેલા પ્રદેશોમા હજારો હિન્દી કુટુંબો હતા જાપાનના કબજામા હજારો હિન્દી યુદ્ધ કેદીઓ હતા હજારો હિન્દી નારીઓ હતી હજારો બાળકો હતા લાખોની મિલકત હતી આ તમામને અકબંધ બાંધવાને માટે કોઈ નૌજવાન તેજસ્વી પુરુષની જરૂરત હતી

શ્રી રાસબિહારી બોઝનુ નામ હિન્દમા વર્ષોથી આદરને પાત્ર, મમતાને પાત્ર બની રહ્યુ છે પરંતુ આપણી આ વીર-ગાથામા તો એ સદા ને સર્વદા પૂજ્ય બની રહેશે

જેના નામની આસપાસ મહત્તાનો ઝગઝળાટ હોય, જેના તરફ સર્વ લોકો માન ને મમતાથી જોતા હોય એવા સયોગોમા માનવીને પોતાની મર્યાદાનુ ભાન હોવુ એ વિરલ વ્યક્તિત્વની અણમોલ ઝલક છે હજારો સકટગ્રસ્ત માનવીઓ—નર અને નારીઓ એક માનવી સામે મીટ માંડીને બેઠા હોય, ને એ માનવી જે કાંઈ પણ પરિસ્થિતિ પણ કરી શકે એટલાથી કૃતકૃત્ય થવાને ને અહેસાનમદ થવાને તૈયાર હોય ને સ્વલ્પ સગ્ખીયે સેવાના વળતરમા પોતાના જાનમાલ ને મિલ્કત એના હાથમા સોંપી દેવા તૈયાર હોય ત્યારે—એ માનવીને પોતાની શક્તિની મર્યાદાનુ ભાન રહે તારીફના હજારો જયનાદની વચ્ચમા એના અતરનો નાદ એ સાભળી શકે, પોતે એ કામ કરી શકે એના કરતા અનેક ગણી વધારે સફળતાથી બીજો માણસ એ કામ કરી શકશે એમ જાહેરમા કહેવુ અને એ માનવીને સપૂર્ણ સહકાર આપવાને તત્પર રહેવુ—એવા માણસને પોતાના છૂપા કે જાહેર હરીફોમાથી, નહિ—પણ બીજા કોઈનાયે ખ્યાલમા ન હોય ન પોતાનુ સ્થાન બાન-

## ૧૫૦. શ્રી સુભાષચંદ્ર બોઝ

હરિફ હોય તોય એવા માણસને હજારો ગાઉ દૂરથી બોલાવવો અને પોતાના ઉપર સ્થાપીને એવા માનવીની સેવામાં તત્પર રહેવું—એ કાંઈ સામાન્ય માનવીને સહજ નથી એ ત્યાગની પરાકાષ્ઠા છે મહાન પુરુષોને પણ વિરલ એવી સાફદિલ વતનપરસ્તી છે

આપણી આ વીર-ગાથામાં શ્રી રાસબિહારી બોઝનું સ્થાન નાનું કે નજીવું નથી એના ત્યાગે જ, એની સાફદિલીએ જ, એના હિન્દની ખ્વાહિશે જ આ વીર-ગાથાને સર્જી છે જગતની તવારીખમાં પુરુષોત્તમો વિરલ છે, પરંતુ મર્યાદા પુરુષોત્તમો તો એથીયે વિરલ છે શ્રી રાસબિહારી બોઝ એવા વિરલ મર્યાદા પુરુષોત્તમ હતા

એમણે સીંગાપોર પરિષદમાં શ્રી રાસબિહારી બોઝે જાહેર કર્યું કે જે કાર્ય આપણે કરવાનું છે એ કામ કરવાને માટે મેં શ્રી. સુભાષચંદ્ર બોઝને આમંત્રણ આપ્યું છે એ જુલાઈ માસમાં ટોકિયો આવી પહોંચશે. એ આપણા નેતાજી બનશે આઝાદ હિન્દ સંઘના એ પ્રમુખ બનશે, ને એમની નિગેહબાની નીચે આપણે બધા કામ કરશું

જુલાઈ માસના આરંભમાં લેફ. હસનની સાથે શ્રી સુભાષબાબુ ટોકિયો આવી પહોંચ્યા તા ૪ થી જુલાઈના રોજ એમણે સંઘનું પ્રમુખસ્થાન લીધું

એ સમયે એમણે એક અખબારી નિવેદન કર્યું એ નિવેદનમાં એમણે કહ્યું

'છેલ્લા વીસ વર્ષથી હિન્દી પ્રજા આઝાદી માટે અધીરી બની રહી છે, આખરે જે મંગળ પળની અમે રાહ જોતા હતા એ ઘડી આવી પહોંચી છે અમને બરાબર ખ્યાલ છે કે આવો અવસર પ્રજાઓના જીવનમાં કંઈ વારંવાર નથી આવતો એટલે આ અવસરનો પૂરો ઉપયોગ કરવાનો અમારો નિરધાર છે

"હિન્દી પ્રજા આજ વર્ષોથી શાહીવાદની નાગચૂડમાં ભીસાઈ રહી છે. એના આર્થિક, નૈતિક અને સાંસ્કારિક પતનને માટે શાહીવાદ જવાબદાર બન્યો છે, એટલે અમારે આઝાદી મેળવવી એ અમારો અમારા પૂર્વજો તરફનો ધર્મ અને અમારા અનુજો તરફના કર્તવ્ય સમી વાત બની છે. અમારા ખૂન અને પસીનાથી અમારી આઝાદી અમે મેળવશું અને અમારી તાકાતથી અમે એની રક્ષા કરશુ."

આ એક જાહેરાતે પરિસ્થિતિમા સદંતર પલટો આણી દીધો. અત્યાર સુધીની આખી વાત કેવળ સ્વરક્ષણની હતી. સુભાષે એ વાતને આગળ ધપાવીને આઝાદ હિન્દ સઘને આઝાદીની લડતનુ આક્રમક રૂપ આપ્યું હિન્દી લોકો પોતાનો જાનમાલ માત્ર બચાવવાને સગઠિત થતા નહોતા. દેશની મુક્તિ માટે સગઠિત થાય છે એવો એ જાહેરાતનો અર્થ થતો હતો. પરદેશવાસી હિન્દ સમાજ અસહાય લોકગણમાથી યુદ્ધમાં ઊતરેલા એક સ્વતત્ર એકમમા પરિણમતો હતો.

જાહેરાતની આ દશ લીટીએ હિન્દીઓની નજર ફેરવી નાખી. લડતનાં રૂપરગ ફેરવી નાખ્યા કમજોરી ને લાચારીના એમના અંતરને વળગેલાં જાળા ખખેરી નાખ્યાં એમની આખમા નવી ચમક આવી એમના કાંડામા નવુ કૌવત આવ્યુ ને જાનમાલના રક્ષણની ગઈ કાલ સુધી જેને ચિન્તા હેરાનપરેશાન કરતી હતી—એ પોતાના જાનમાલને સુભાષના કદમમા ન્યોછાવર કરવાને કટિબદ્ધ થયો. જાણે નિયસમ થઈ ગયો. જૂના ડરો ને અ શ કાઓ ખ ખેગાઈ ગઈ એને સ્થાને નવી કાયા આવી

એમાં હિન્દવાસી હિન્દીઓ અને પરદેશવાસી હિન્દીઓ સમક્ષ એમણે પોતાના જલતા જિગરની મુરાદ જાહેર કરી છે) એમાં એની ઉમેદોને, મનોરથોને એમણે ન ભૂલાય એવી જબાનમાં વાચા આપી છે. એ માનવી કેવો હતો અને એનાં સ્વપ્નાં કેવાં હતાં એનો પૂરો ખ્યાલ આપણને એમાંથી મળી રહે છે

હવે—એ વીર નરના વસિયતનામા જેવા એના અંગાર-શબ્દો આ રહ્યા

'આજનો દિવસ ધન્ય છે,—આજ હિન્દની મુકમ્મિલ આઝાદી મેળવવા માટે જીવન-મરણનો જંગ ખેલવાને કટિબદ્ધ થયેલી આઝાદ હિન્દ ફોજની રચનાની જાહેરાત કરવાનું મહામૂલું માન મને પરમ-કૃપાળુ પરમેશ્વરે આપ્યું છે સિંગાપુર—બ્રિટિશ સામ્રાજ્યનો મહાસ્થંભ—હિન્દને ધસે ને ભૂખે ખડો થયેલો આ શાહીવાદી કિલ્લાની અંદર જ અમે આ સેના સર્જી રહીએ છીએ અમને તમન્ના છે, અમને તલસાટ છે, અમને અધીરાઈ છે—બ્રિટિશ બંધન—શાહીવાદી પાશમાંથી અમારો મુલક આઝાદ બને—આઝાદ રહે અને એ કર્તવ્ય બજાવતાં અમે અમારા પ્રાણ ન્યોછાવર કરીએ

"'સિપાહીઓ! ચલો દિલ્હી એ હવેથી આપણો એક માત્ર યુદ્ધ-નાદ હો હવેથી આપણી આંખો દિલ્હી તરફજ મંડાવી જોઈએ છે એ મંજલ પૂરી કરી શકશુ કે નહિ એ હુ પણ જાણતો નથી એ મંજલ કાપતા કાપતા માર્ગમાંજ આપણામાંથી કેટના રણશય્યા ઉપર ઢળશે અને કયા દિલ્હીના લાલ કિલ્લાના દર્શન કરશે એ પણ હું જાણતો નથી એ મંજલ મારાથી પૂરી થશે કે હું માર્ગમાં જ રહી જઈશ એ પણ હુ જાણતો નથી હું જાણુ છુ, માત્ર એક વાત-એ મંજલ મારી છે એ મંઝીલ મારી છે મારે મારે બીજી કોઈ મંજલ નથી, બીજી કોઈ મંઝીલ નથી, અન્ય કોઈ આરામગાહ નથી'

"મને શ્રદ્ધા છે-અપરંપાર અને અખૂટ શ્રદ્ધા છે કે એ મંજલ મારાથી કે આપણામાંથી કોઈનાથીયે પૂરી નહિ થાય તોય એ રણવાટ સૂની તો રહેવાનીજ નથી શૂરાઓની એ રણવાટ ઉપર આઝાદીના લડવૈયાઓ અને ધડવૈયાઓની કૂચ સતત ચાલતીજ રહેવાની કે અને આજે કે કાલે-કોઈક પણ દિવસે એ અણખૂટ શોણિતધારા ઉપર ચડીને હું કે તમે કે મારા કે તમારા કોઈ ને કોઈ વારસદારો તો એ મંઝીને પહોંચવાના જ છે મને આપણા અંતિમ વિજયમાં લવલેશ શંકા નથી'

"મારા જાહેર જીવન દરમિયાન એ વાતનો મને ખટકો રહ્યા કરતો જ હતો આપણું વર્તન સર્વ રીતે આઝાદીને લાયક છે-પણ એ આઝાદ થઈ શકતુ નથી કેમકે તેની પાસે આઝાદ હિંદ ફોજ નથી

"જે હાલત આજ આપણા દેશની છે એવીજ હાલત આજથી બસો વર્ષ પહેલા અમેરિકાની હતી પણ અમેરિકા આઝાદી મેળવી શક્યુ-જ્યોર્જ વોશીંગ્ટને અમેરિકાને આઝાદ કર્યુ. કેમકે એની પાસે સશસ્ત્ર સેના હતી ગેરીબાલ્ડી ઈટલીને બંધનમુક્ત કરી શક્યા કેમકે એમને પણ આઝાદ ફોજનુ પીઠબળ હતુ

"આજ તમે આઝાદ હિન્દ ફોજનાં હથિયારો ઉપાડો છો. આજ તમને પણ દેશને આઝાદ કરવા માટેનું યુદ્ધ ખેલવાનો અધિકાર મળે છે.

"અને દોસ્તો, તમે નિશ્ચયે માની લેજો કે જેઓ પોતાના વતનને, વતનની તમન્નાને સર્વ કોઈ સંયોગોમાં વફાદાર રહે છે; તેઓ કદી પરાજય પામતા જ નથી. વતનને આઝાદ કરવાનું યુદ્ધ તો ધર્મયુદ્ધ છે. ધર્મયુદ્ધનો સૈનિક સર્વદા સર્વથા અજેય રહ્યો છે. સર્વદા અજેય રહેશે. જે માનવી કર્તવ્યને માટે મરવાને તૈયાર થાય છે એનો વિજય રોકવાની કોઈ તાકાત આ ધરતીપટ ઉપર નથી.

"આજની ઘડીથી વતનની ઈજ્જત તમારા હાથમાં છે. વતનની આશાઓ અને મુરાદો આજ તમારામાં સદેહે ખડી થઈ છે. એ ઈજ્જત ને એ આશાઓને બેવફા નીવડશો નહિ. તમારું નામ સાંભળતા જ તમારા દેશબંધુઓની છાતી ગજ ગજ ઉછળે એવું તમે કરી બતાવજો.

"હું તમારી સાથે છું, તમારી વચમાં છું, તમારી આશાઓમાં ને નિરાશાઓમા, તમારા વિજયમાં ને પરાજયમાં, તમારા હર્ષમાં ને તમારા શોકમાં, તમારા આનંદમાં કે આફતમા હું તમારી સાથે છું!

"હું તમારો 'નેતાજી' થયો છું. પરંતુ તમને આપવાને માટે મારી પાસે ભૂખ, થાક અને મૃત્યુ સિવાય બીજું કાંઈ નથી.

"આવો દોસ્તો! હું તમને મૃત્યુની મિજલસમાં સામેલ થવાને ઈજન આપું છું. આપણી એ મિજલસમાંથી, આપણા વિજયમાંથી કે આપણા પરાજયમાંથી, આપણે દુશ્મનોના રેડેલા લોહીમાંથી કે આપણા પોતાના લોહીમાંથી વતનની આઝાદીની આલિશાન ઈમારત ખડી થવાની છે.

"હિંદ આઝાદ થાય તો આપણામાંથી એ જોવાને કોણ જીવતુ રહેવાનુ છે ને કોણ શહીદ થવાનુ છે એ વાત મહત્ત્વની નથી સાચુ મહત્ત્વ તો એ ચિરંજીવ શ્રદ્ધામા છે કે આપણા પ્રયાસમા, ને આપણા મૃત્યુમા હિન્દની આઝાદી રહી છે આપણી એ શ્રદ્ધા અવિચળ રહો પ્રભુ ! અમારી આ સેનાને તુ આશિષ આપજે વિજય ન આપજે મૃત્યુને હસતે મુખે ભેટવાનુ બળ આપજે"

આ સ્વપ્નાથી પ્રેરાયેલા આ વીરે ઈ સ ૧૯૪૩ ના ઓગષ્ટથી ઈ સ ૧૯૪૫ ના મે માસ સુધી તનતોડ પ્રયાસો કર્યા

બહાર વસતા હિન્દીઓએ એમના કદમમાં લાખો ને કરોડોની દોલત ધરી દીધી

વળી એક વધુ ભગીરથ પ્રયાસ કરવામા આવ્યો

(આઝાદ હિન્દ સરકારની સ્થાપના થઈ એનો સ્વીકાર થયો આઝાદ હિન્દ સરકાર શાસન કરવા માડ્યુ )

ઈ સ ૧૯૪૪ ના માર્ચમા આઝાદ હિન્દ ફોજે હિન્દની સરહદમા પ્રવેશ કર્યો ઇમ્ફાલને ઘેરો નાખ્યો

પરંતુ આ સ્વપ્નદ્રષ્ટાના સ્વપ્નાને સાકાર થવા સામે કુદરતનો ભારે વિરોધ હતો

આસામના ડુંગરાળ મુલકમાથી, હિમાલયની પ્રચંડ ધારો ને જંગમાથી આઝાદ હિન્દ સેનાનો માર્ગ આગળ વધતો હતો એ માર્ગ એ સેના કાપતી આવતી હતી લગભગ અર્ધો પથ કપાયો હતો મહિના માસના અરસામા તો આઝાદ હિન્દ ફોજ ડુંગરાળ મુલક વટાવીને ગંગા ને બ્રહ્મપુત્રાના મેદાનમા ઊતરી જવાની હતી.

જેમ વૉટર્લુના રણમેદાનની તવારીખ વરસાદે ફેરવી નાંખી તેમ આઝાદ હિન્દ ફોજને વરસાદે દગો દીધો.

ને જે પ્રદેશમાં બે ત્રણ મહિનામાં હજાર દોઢ હજાર ઈંચ વરસાદ પડવો એ તો સામાન્ય મનાય છે, એ પ્રદેશમાં ધાર્યા કરતાં વરસાદ ઘણો વહેલો આવ્યો ને ધાર્યા કરતાં ઘણા વધારે પ્રમાણમાં આવ્યો.

પછી તો મહાયુદ્ધનાં વળતાં પાણી થયાં. સ્વપ્ન અધૂરું રહ્યું. શાહીવાદી સૈન્યોને વિજય મળવા માંડ્યો. આઝાદીની સેનાને પીછેહઠ કરવી પડી માનવીઓ સામે લોઢાના સંચાઓના ઢેર ખડકાવા માંડ્યા.

આખરે આ ફોજ શરણે થઈ.

સુભાષ પણ શરણે થવા માગતા હતા. પણ આઝાદ હિન્દ સરકારના પ્રધાનોએ એમને એમ કરતાં વાર્યા. એમને ટોકિયો જવાનું એ લોકોએ ઠરાવ્યું.

સુભાષ સાથી વિમાનમાં બેઠા—ને તવારીખની બહાર ચાલ્યા ગયા.

કોઈ કહે છે, વિમાની અકસ્માતમાં એમનું મૃત્યુ થયું.

કોઈ કહે છે, એ અવસાન પામ્યા છે.

કોઈ કહે છે કે એ જીવતા છે.

કોઈ કહે છે કે મે એમની લાશ જોઈ છે.

કોઈ કહે છે કે મેં એમને જીવતા જોયા છે.

પરલોકમાં કો અગોચર સ્થળે કો અગોચર રીતે આજ તો આ વીરની કારકિર્દીનો અગોચર અંત આવ્યો છે.

પરંતુ એની પાછળ એનું સોણુલુ રહ્યું છે. એની પાછળ આઝાદ હિન્દ ફોજ રહી છે. એની પાછળ એની તમના રહી છે. ને પ્રજ્વલતી ધૂપસળીમાંથી જેમ ચોમેર સુવાસ પસરે ને એક નાની શી અગરબત્તી જેમ હવા તમામને મોહક સુવાસથી ભરી દે એમ એના સ્વપ્નાની સુવાસ, એ સ્વપ્નદ્રષ્ટાની યાદ આગયે દેશમાં ફોરમ પસરાવી રહી છે.

સુભાષ બાબુ ટોકિયો પહોચ્યા. ત્યારથી તે એ બેંગકોકથી વિમાનમાં ઊપડીને અદ્દષ્ટ થઈ ગયાં સુધીની એમની કારકિર્દી એ વતનના વાસીઓની એક યશગાથા છે.

એ યશગાથા કોઈની સાભળેલી વાતો-કોઈની કલ્પેલી કથાઓ ઉપર રચાઈ નથી.

અગ્રેજી શાહીવાદે પોતાનુ ખૂન્નસ સતોષવા ને ખપ્પર ભરવા માટે આઝાદ હિન્દ ફોજના ત્રણ અફસરો ઉપર મુકદ્દમો ચલાવ્યો એ ફોજની સામે શક્ય એટલી તમામ વિગતો-માહિતીઓ એકઠી કરી.

ને એના બચાવ માટે નિમાયેલી સમિતિએ એ ત્રણ અફસરોનો અદાલતમા બચાવ કર્યો

આમ પુરાવાના કાયદામાથી ચળાઈ ને સોગદ ઉપર સાક્ષીઓએ જણાવેલી નક્કર હકીકતો આપણને મળી છે

ને એ ઉપરથી જે સુરેખ ચિત્ર આપણી સામે ખડુ થાય છે એને આઝાદ ફોજના બચાવ સમિતિના મુખ્ય ધારાશાસ્ત્રી શ્રી ભુલાભાઈ દેસાઈએ પોતાના બચાવના ભાષણમા વાચા આપી છે.

સુભાષના સ્વપ્નાના એ નક્કર દેહની વીર ગાથા શ્રી. ભુલાભાઈ દેસાઈના શબ્દોમા આપીએ સુભાષની જીવન કહાણીને સમજવા માટે આઝાદ હિન્દ ફોજને સમજવાની જરૂર છે

ને એ ફોજને સમજવા માટે શ્રી ભુલાભાઈના બુલંદ બચાવ-નામા જેવું બીજું કોઈ સાધન નથી.

એ બચાવનામામાં સુભાષને પગલે ચાલનારા માનનારાઓને જવાબ મળે છે, આઝાદ હિન્દ ફોજને જાપાનીસ સેનાના અંગ માનનારાને જવાબ મળી રહે છે.

જગતભરના અર્વાચીન ઈતિહાસમાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય તવારીખમાં શ્રી ભુલાભાઈનું બચાવનામું એક યશોજ્જ્વળ પ્રકરણ તરીકે લેખાયું છે—તાજથી રીતે લખાયું છે.

કેમકે જેને માત સરસ્વતીએ બુદ્ધિ અને વાણીનો પરમ પ્રસાદ આપ્યો હતો એના ધારાશાસ્ત્રીને, પ્રભુએ જેને અમૂલ્ પ્યાસ ને અથાગ તમન્ના આપી હતી એના સ્વપ્નદ્રષ્ટાના સ્વપ્નની ઈમારતનો બચાવ કરવાનો હતો.

શ્રી સુભાષની લડત નિષ્ફળ ગઈ લાગતી હોય, આઝાદ હિન્દ ફોજનો પ્રયાસ એળે ગયો લાગતો હોય—કોઈ નેય તો—ખરી વાત એમ નથી.

તેઓ એક મહાકાર્ય માટે ઝૂઝ્યા—ઝૂઝતાં એઓ હોય કે ન હોય—પણ મહાકાર્યની મજલ એમના ચાર વર્ષમાં દોઢસો વર્ષ જેટલી કપાઈ ગઈ છે.

એમના ખૂનમાંથી ધોવાઈને હિન્દની આઝાદી, ઝાકળથી નિખારેલા ગુલાબના પુષ્પ સમી આજ આભની કોરે દેખાય છે—દેખાઈ રહી છે.

લડવાનો હક્ક હતો કે નહિ એની આંતરરાષ્ટ્રીય કાયદાની અપેક્ષાએ ચર્ચા થઈ છે માનો કે આ ત્રણ અફસરો નહિ જ-સુભાષનું સ્વપ્નું, સુભાષનું જીવનકાર્ય ને એનો નારો એ જ ખરા આરોપી હતા

શ્રી ભુલાભાઈ દેસાઈનું ભાષણ બહુ લાંબુ છે એટલે એમાંથી ઉપયોગી ફકરાઓ લીધા છે ભુલાભાઈ દેસાઈની જબાનમાંથી આઝાદ હિન્દ ફોજની આછી રૂપરેખા આપણે જોઈએ

“ હરકોઈ વ્યક્તિ એક યા બીજા કારણે કે યુદ્ધના અંત માટે દુશ્મનના હાથમાં કેદ પડે એને એ પોતાના વતનની આઝાદી માટે લડી જ શકે નહિ એનું એના ઉપર બંધન હોઈ જ શકે નહિ તેમ એવી એની કાયદા નીચે પણ સ્થિતિ જાહેર કરવામાં આવેલી એવી ફરજ પણ નથી એટલે આઝાદ હિન્દ ફોજ અને જાપાનીઓ વચ્ચે કેવા સંબંધ હતા એ જણાવવાનું મને જરૂરનું લાગે છે

પોતાની કર્તવ્યતાની વાસ્તવિકતા અને પોતાના આદર્શની નિર્મળતા વિષે કશો જ શક ન હતો—અંદેશો પણ ન હતો.

"આ અદાલતમાં આવીને સાક્ષીઓએ આપણને કહ્યું છે કે જ્યારે જાપાનીસોને એમ દેખાયું કે પહેલી આઝાદ હિન્દ ફોજના સ્થાપક કેપ્ટન મોહનસિંહ કોઈ ઉપાયે પોતાની ફોજને કેવળ જાપાનના હથિયાર તરીકે વાપરવા દેશે નહિ ત્યારે ખુદ જાપાનીસોએ જ એને ગિરફતાર કર્યા અને પહેલી ફોજ વિખેરી નાંખી. ત્યારપછી બીજી આઝાદ હિન્દ ફોજ સ્થપાઇ. એની સાથે કામ પાડવાને પણ જાપાનીસો બહુ જ નારાજ હતા. પણ 'કોઈવાર જ્યારે વિરોધપક્ષમાં મજબૂત માણસો હોય છે ત્યારે તમારે નમતું આપવું પડે છે.'

"બીજી આઝાદ હિન્દ ફોજ, આઝાદ હિન્દ સરકારના નેતાજીના આદેશ નીચે હતી. એ જાપાનીસોનુ હથિયાર નહોતી. એની નેમ માત્ર બને એટલી એક મિત્રસેના તરીકે જ જાપાનીસ મદદ લઈને માતૃભૂમિને આઝાદ કરાવવાની હતી. બીજી કોઈ નેમ એમા ન હતી.

"આઝાદ હિન્દ ફોજ વિષે એક બીજો મુદ્દો પણ ખ્યાલમાં રાખવાનો છે તે એ કે એના તમામ અફસરો હિન્દી જ હતા. તેમ આઝાદ હિન્દની ફોજના સૈનિકો પોતાના હુકમો જાપાનીસો પાસેથી નહિ પરંતુ હિન્દી અફસરો મારફત જ મેળવતા હતા.

"તેમ આઝાદ હિન્દ ફોજના સૈનિકો ખાવા–પીવામાં લીલાલહેર કરતા હતા એવું પણ નથી. ખુદ સરકારી સાક્ષીઓએ જ પોતાની જુબાનીમાં એ વાત કહી છે કે આઝાદ હિન્દ ફોજના સૈનિકને ચોખા, થોડું તેલ ને થોડી ખાંડ મળતાં હતાં. આ કાંઈ એવી સાહેબી નહોતી કે જેનાથી કોઈ માણસ લલચાઈને આઝાદ હિન્દ ફોજમાં સિપાઇ તરીકે ભરતી થાય. તેમ એ વાત પણ નહિ ભૂલવી જોઇએ કે કેવળ લડાઇના કેદી તરીકે હાથ જોડીને બેસી રહેવાને બદલે

## ૧૪. આઝાદ હિન્દ ફોજ

**સુભાષ**બાબુનું સર્વોત્તમ સર્જન આઝાદ હિન્દ ફોજ છે. એનાં વિલીન થયા બાદ પણ એ ફોજ એક સંસ્થા તરીકે આપણી સામે મોજૂદ છે.

આઝાદ હિન્દ ફોજે હિન્દી રાજકારણમાં નવો જ પલટો આણ્યો છે. હિંસા અને અહિંસા વિષેની મહાસભાની નીતિ અને વિચારણાની એણે ચાળણી કરી છે. હિન્દની રાજકીય જાગ્રતિમાં જલિયાંવાલા બાગ જેટલો જ આઝાદ હિન્દ ફોજનો હિસ્સો છે.

આ આઝાદ હિન્દ ફોજ ને એ ફોજને રચનાર આઝાદ હિન્દ સરકાર એ બે શું હતાં, એનાં ધ્યેય કેવાં હતાં, વગેરે વાત વિષે ઘણું ઘણું લખાય એમ છે અને છતાં જેટલું લખીએ તેટલું બધું જ ઓછું પડે છે.

એટલે આપણે કાંઈ નહિ બોલીએ, માત્ર સાંભળશું.

આઝાદ હિન્દ ફોજના ત્રણ અમલદારો મેજર જનરલ શાહનવાઝ, કેપ્ટન ધીલન અને કેપ્ટન સહગલ ઉપર હિન્દી સરકારી સિપાઈઓ ઉપર અત્યાચારો કરવાનો અને નામદાર શહેનશાહ સરકાર સામે બળવો ઉઠાવવાના આરોપો મુકાયા હતા.

સરકારને ધાક બેસારવી હતી. સરકાર સામે હથિયાર તો ઉપાડાય જ નહિ, સશસ્ત્ર બળવો તો થઈ જ શકે નહિ ને કોઈ ઉઠાવે તો સરકાર એને જરા પણ દયા બતાવ્યા વગર પીખી નાંખે–કે જેથી શેષ લોકો એ દિશા જ ભૂલી જાય...આવી બધી ૧૮૫૭ ના બળવા વખતે સરકારની જે ગણતરી હતી એ ગણતરી આઝાદ હિન્દ ફોજ

પગલે પણ હતી પહેલી તપાસ ઉપર્યુક્ત ત્રણ આરોપીની થઈ પણ એ ઉપરાંત પણ વીણીવીણીને બહારથી આઝાદ હિન્દના અફસરોને તપાસ માટે લાવવામાં આવ્યા હતા ને લાલ કિલ્લામાં એમની સામે મુકદ્દમો ચલાવવાનો હતો

પહેલા જ મુકદ્દમામાં મહાસભાએ ઉઘાડી રીતે આઝાદ હિન્દ ફોજનો સાથ કર્યો જનતાએ એને વધાવી લીધો એક ખાસ બચાવ સમિતિ નિમાઈ અને પહેલા મુકદ્દમામાં આરોપીઓ તરફથી શ્રી. ભુલાભાઈ દેસાઈ ને પંડિત જવાહરલાલ નેહરુ અને બીજાઓ ઊભા રહ્યા.

આઝાદ હિન્દ ફોજે કાળનું પરિમાણ કેવું ફેરવી નાખ્યું હતું, એનું આનાથી વધારે જ્વલંત ઉદાહરણ મળશે નહિ

જે પંડિત જવાહરલાલે જાહેર ભાષણમાં કહ્યું હતું કે, અગર આઝાદ હિન્દ ફોજ જો હિન્દમાં આવે તો સૌથી પહેલો હું જ એની સામે લડવાને નીકળીશ એ જ જવાહરલાલ એ જ આઝાદ હિન્દ ફોજના ત્રણ અફસરોનો બચાવ કરવાને લશ્કરી અદાલતમાં વીસ વરસમાં ડગલી ને પહેલીવાર રીતસરના ધારાશાસ્ત્રી તરીકે ઊભા રહ્યા

સાક્ષીઓ લેવાયા જુબાનીઓ નોંધાઈ પછી એ બધા ઉપરથી શ્રી ભુલાભાઈ દેસાઈએ આરોપીઓના બચાવનું ભાષણ કર્યું આંતરરાષ્ટ્રીય કાયદા સાહિત્યમાં આ ભાષણ સદા ને સર્વદા ચિર-સ્મરણીય રહેશે

એ ભાષણમાં મેળવેલી હકીકતો, પડેલી જુબાનીઓ અને સાહેદીઓની સાક્ષીઓ વગેરેના આધારે આઝાદ હિન્દ ફોજનું જે ચિત્ર એમણે ખડું કર્યું હતું એમાંથી જ આઝાદ હિન્દ ફોજનો પૂરો પરિચય મળે છે ઉપરાંત દેશની આઝાદી માટે એ ફોજને •

આઝાદ હિન્દ ફોજમાં ભરતી થવામાં જાનનું પૂરૂં જોખમ હતું યુદ્ધના કેદીને તો જાપાનીસ છાવણીમાં બેસી જ રહેવાનું હતું. એમને માટે તો જગ જાણે ખત્મ થયો હતો આઝાદ હિન્દ ફોજનો સૈનિક તો ખડિયામાં આલમલીદા નહિ પણ કેવગ ખાપણ રાખીને બહાર પડયો હતો

"અને એક વાત સરકાર પક્ષે ભારેમાં ભારે જહેમત ઉઠાવી છે, ભારેમાં ભારે તજવીજો કરાવી છે, છતાં એ લોકો એ વાતને નાસાબીત નથી કરી શક્યા કે આઝાદ હિન્દ ફોજ એ કેવળ સ્વયસેવક સેના હતી એમાં ક્યાંય કોઈ સંયોગમાં ફરજિયાત ભરતી કર્યાની એક પણ વાત સરકાર પક્ષ રજૂ કરી શક્યો જ નથી

"ઉલટાનું સરકારી સાહેદોએ તો આપણને એમ કહ્યું છે કે ત્રણે આરોપીઓએ ફરીફરીને જેમને ફોજમાથી ફારગ થવાની ઇચ્છા હોય તેમને તેમ કરવાની તક આપી હતી વળી એ તો જાણીતી વાત છે કે શરૂઆતમાં મર્યાદિત સંખ્યામાં હતો અને ભરતી થયેલા તમામ સૈનિકોને તો હથિયારો પૂરા પાડી શકાયા જ નથી થોડાજ સૈનિકોને હથિયારો આપી શકાયા હતા આમ હથિયાર વગરના હજારો સ્વયસેવકો ભરતી થયેલા મોજુદ હતા એટલે પછી કોઈના ઉપર દબાણ કરવાની કોઈ ભૂમિકા પણ ન હતી

"આ અદાલત પાસે ચાલતા આ મુકદ્દમામાં મુખ્ય વાત તો એક જ છે. ખરી રીતે એક જ મુદ્દાની છણાવટ થઇ રહી છે અને તે એ છે કે પરાધીન પ્રજાને પોતાની આઝાદી માટે સશસ્ત્ર યુદ્ધ કરવાનો અધિકાર છે કે નહિ ? આતરિક કાયદા અને આતરરાષ્ટ્રીય કાયદાના પ્રમાણભુત આધારો કહે છે કે કોઈપણ પ્રજા કે પ્રજાનો ચોક્કસ ભાગ એવા તબક્કા ઉપર આવી જાય છે કે જ્યારે એને સશસ્ત્ર યુદ્ધ કરવાનો ને એ દ્વારા વતનને આઝાદ કરાવવાનો હક મળે કે

"આઝાદ હિન્દ ફોજ વિષેની કેટલીક મહત્ત્વની ઘટના આ નીચે પ્રમાણે છે

"ઇ સ ૧૯૪૧ના ડિસેમ્બર માસમા જાપાને બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કર્યું

"ઇ સ ૧૯૪૨ના ફેબ્રુઆરી માસમા સીંગાપુરમા બ્રિટિશ સૈન્યોએ પોતાના હથિયારો નીચે મૂક્યા

"ઇ સ ૧૯૪૨ના સપ્ટેમ્બર માસમા પહેલી આઝાદ હિન્દ ફોજની રચના થઇ

"ઈ સ ૧૯૪૩ના ડિસેમ્બર માસમા એને બરખાસ્ત કરવામા આવી

"દૂર પૂર્વના એશિયામા વસતા મુલકોમાથી આઝાદ હિન્દ સંઘના પ્રતિનિધિઓ આવ્યા અને બૃહદ પૂર્વ એશિયા પરિષદ મળી

"એ પરિષદમા આઝાદ હિન્દ સરકારની સ્થાપના કરવાનો નિર્ણય લેવામા આવ્યો

'ઈ સ ૧૯૪૩ના ડિસેમ્બર માસમા આઝાદ હિન્દ સરકારની જાહેરાત કરવામા આવી સરકારના જુદા જુદા ખાતાના પ્રધાનોએ વફાદારીના સોગંદ લીધા

'આ સરકારના નેતાજી તરીકે સુભાષચંદ્ર બોઝની વરણી થઇ

"આઝાદ હિન્દ સરકારે બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કર્યું અને આ નવી આઝાદ સરકારના તંત્ર નીચે બીજી આઝાદ હિન્દ ફોજનુ કામકાજ શરૂ થયુ

"આ દરમિયાન મહત્ત્વના બનાવમા આઝાદ હિન્દ ફોજ બર્મા રસ્તે હિન્દની સરહદની અંદર ઠેઠ કોહીમા સુધી આવી ચૂકી ત્યારથી

## ૧૬૬. શ્રી સુભાષચન્દ્ર બોઝ

એની પીછેહઠ શરૂ થઈ અને બર્માને બ્રિટિશ ફોજે કબજે કર્યું ત્યારે ગૂંચમાં શરણે થઈ

'પુરાવાઓએ એ વાત સાબીત કરી છે કે આઝાદ હિન્દ સરકાર એ પદ્ધતિસરની સ્થપાયેલી ને પદ્ધતિસર જાહેર થયેલી સરકાર હતી આ સરકારની બંધારણ રચના સબંધે કોઈ પણ સાક્ષીએ કશું જ વિરુદ્ધમાં કહ્યું નથી

'આઝાદ હિન્દ સરકારે એક જાહેરનામું બહાર પાડયું હતું એમાં જણાવ્યું હતું કે વર્તમાન આઝાદ હિન્દ સરકારની એક માત્ર મકસદ તો હિન્દમાંથી બ્રિટન અને તેના મિત્રોને હાંકી કાઢવાની છે જ્યારે એ મક્સદ પૂરી થશે ત્યારે વર્તમાન સરકારને બરખાસ્ત કરવામાં આવશે અને એને બદલે હિન્દના લોકોની ચૂંટાયેલી સરકાર રચવામાં આવશે

'એની આ મક્સદમાં આઝાદ હિન્દ સરકારને ફતેહ હાસલ ન થઈ એ બીજી વાત છે

"એક બીજી વાત એ રજૂ કરવા માગું છું કે આ આઝાદ હિન્દ સરકારને ધરી સરકારોએ માન્ય રાખી હતી વચમાં કે આંતરરાષ્ટ્રીય કાયદામાં એવું તો કશાય છે જ નહિ કે અમુક જ સરકારો અથવા તો અમુક જ સંખ્યાની સરકારો કોઈ સરકારને માન્ય રાખે તો જ એ પદ્ધતિસરની સરકાર કહેવાય

'કોઈપણ બીજી સરકાર એક સરકારને માન્ય રાખે તો એનો અર્થ એક જ થાય કે, બીજો કશો અર્થ થઈ શકે નહિ એ અને એવી રીતે માન્ય થયેલી સરકારને પોતાના હેતુ બર લાવવા માટે યુદ્ધ જાહેર કરવાનો અધિકાર છે અને એવી રીતે જાહેર થયેલા યુદ્ધને લડવાની જવાબદારી એ સરકારના તાબાનાં સૈન્યની છે

"જર્મની અને ઇટલીએ આ સરકારને માન્ય રાખી હતી એ વિષે તો કોઈ સવાલ સરખો પણ ઉઠાવવામાં આવ્યો જ નથી. એ સવાલ ઉપર કોઈ પણ આહેરની ઉલટ તપાસ સરખીયે લેવામાં નથી આવી. કેટલાક દૂર પૂર્વના દેશોએ આ સરકારને માન્ય રાખી હતી તે બાબે કેટલાક સાક્ષીઓએ કહ્યું છે કે એ સરકાર જાપાનના અંકુશ નીચે હતી. એ સૂચનોનો કોઈ કરતાં કોઈ ઉપયોગ નથી. એવા દેશો અને જાપાન વચ્ચેના સંબંધોની આ તપાસ નથી. આંહીં તો સવાલ એક જ છે કે એ દેશોએ આ સરકારને માન્ય રાખી હતી કે કેમ? એ દેશોએ આ સરકારને માન્ય રાખ્યા બાબત કશો જ મતભેદ નથી.

"કોઈ પણ આઝાદ દેશને યુદ્ધ જાહેર કરવાનો અધિકાર છે. એ યુદ્ધના યોગ્ય સંચાલન માટે જે કાંઈ કાર્ય કરવામાં આવે એ કાર્યોને યુદ્ધની જાહેરાત વાજબી ઠરાવે છે.

"આ સરકારને આંદામાનના ટાપુઓ સોંપવામાં આવ્યા હતા. આ ટાપુઓનો વિસ્તાર ઘણો નાનો હતો એમાં નિશાળો બહુ ઓછી હતી ને એનું રાજખર્ચ થોડું હતું આ વાંધાઓમાં કશું વજૂદ નથી. એમ તો અમારા આખા દેશમાં જ કેળવણીનું પ્રમાણ ઘણું ઓછું છે ને શાળાઓ પણ ઘણી ઓછી છે. વધારે મહત્ત્વની વાત તો એ છે આ આંદામાનના ટાપુઓના નામ બદલાવીને સ્વરાજ દ્વીપ અને શહીદ-દ્વીપ રાખવામાં આવ્યાં હતાં.

"ફ્લાઈંગ ઓફિસર ટી. એ ભુમકેરે જણાવ્યું છે કે એણે આઝાદ હિન્દ સરકારની આઝાદ ટપાલની ટિકિટોના નમૂના જોયા છે. આ ટિકિટો ત્રણ પૈસાની અને એક આનાની હતી. એ ટિકિટો ઉપર દિલ્હીના લાલ કિલ્લાની છાપ હતી અને નીચે સૂત્ર હતું 'દિલ્હી ચલો.' આ ટિકિટોની મુદ્રણનો નાશ કરવાનો આદેશ હતો અને ટિકિટો

પ્રયત્નમાં શક્ય હોય એટલી બધી રીતો અજમાવી જોઈ—ચરખા અને પ્રચારકાર્ય, બ્રિટિશ માલનો બહિષ્કાર, ત્રાસવાદ અને ભાંગફોડ અને છેવટે, સશસ્ત્ર બંડ પણ આ બધા પ્રયત્નો તત્કાળ પૂરતા નિષ્ફળ ગયા છેવટે ૧૯૨૦ માં નિષ્ફળ બનેલી હિંદી પ્રજા નવા માર્ગની શોધમાં ફાંફાં મારતી હતી ત્યારે મહાત્મા ગાંધીજી અસહકાર અને સવિનયભંગનું નવું શસ્ત્ર લઈને આગળ આવ્યા

"આ રીતે હિંદના લોકોએ પોતાનું રાજકીય આત્મભાન પાછું મેળવ્યું એટલું જ નહિ પણ ફરી એક વાર પોતાની રાજકીય અસ્મિતા એમણે પ્રાપ્ત કરી લીધી તેઓ એક જ અવાજે બોલવા લાગ્યા અને એક જ સર્વમાન્ય ધ્યેય માટે સંગઠિત નિશ્ચય બળથી મથવા લાગ્યા ૧૯૨૭ થી તે ૧૯૩૯ સુધી, આઠ પ્રાંતોમાંના કોંગ્રેસ પ્રધાનમંડળોના દ્વારા, પોતાનું તંત્ર સંભાળી શકવા પોતે શક્તિમાન છે એનો પુરાવો આપ્યો આ રીતે, આ વિશ્વયુદ્ધને વખતે હિંદની મુક્તિ માટેના અંતિમ સંગ્રામનો સમય બરાબર પાકી ગયો છે જર્મની અને તેના સાથીઓએ મળીને યુરોપમાં આપણા દુશ્મન પર સજ્જડ પ્રહારો કર્યા છે, ને બૃહદ એશિયામાં જાપાન અને તેના સાથીદારોએ તેને બેહાલ બનાવ્યો છે

"અંગ્રેજી રાજ્યે પોતાના છળકપટથી હિંદીઓને બનાવી લઈને તથા લૂંટબાજી અને શોષણથી તેમને ભૂખમરા અને મૃત્યુના મુખમાં ધકેલીને હિંદી પ્રજાની શુભેચ્છા સદંતર ગુમાવી દીધેલ છે આજે એ તદ્દન ડગમગતી સ્થિતિમાં જીવે છે એ કમનસીબ રાજ્યની છેલ્લી નિશાનીઓનો નાશ કરવા માટે એક જ જ્વાળાની જરૂર છે એ જ્વાળા પ્રગટાવવી એ કાર્ય હિંદની આઝાદ ફોજનું છે

કારની ઝંડા નીચે આખરી જંગ ખેલી લેવો જોઈએ, પણ બધા હિંદી નેતાઓ જેલમાં હોવાને કારણે તથા સર્વ હિંદીઓ સદંતર નિઃશસ્ત્ર હોવાને કારણે ખુદ હિંદમાં કામચલાઉ સરકાર સ્થાપવાનું અથવા તો એવી સરકારની નેતાગીરી નીચે સશસ્ત્ર જંગ ખેલવાનું શક્ય નથી. એથી પૂર્વ એશિયામાંના "હિંદ સ્વાતંત્ર્ય સંઘે", હિંદના તેમ જ બહારના સર્વ દેશભક્ત હિંદીઓના ટેકાથી, એ કાર્ય ઉપાડી લેવું જોઈએ અને એ સંઘે ઊભી કરેલી આઝાદ હિંદ ફોજની સહાયથી આઝાદીનું આખરી યુદ્ધ લડવું જોઈએ, એ એની પવિત્ર ફરજ છે—ધર્મ છે.

"આઝાદ હિંદ સરકારને દરેક હિંદીએ વફાદાર રહેવું જોઈએ. એ વફાદારી મેળવવાનો એને અધિકાર છે. એ સરકાર પોતાના બધા નાગરિકોને ધાર્મિક સ્વાતંત્ર્ય તથા સમાન અધિકારો અને સમાન તકોની ખાતરી આપે છે. તમામ પ્રજા અને એના સર્વ વિભાગોના સુખ અને આબાદી માટે, દેશના બધા જ બાળકોને એક સરખી રીતે સંભાળવા માટે અને પરદેશી સરકારે ભૂતકાળમાં કપટથી પેદા કરેલા સર્વ ભેદોને નાબૂદ કરવા માટે એનો મક્કમ નિરધાર છે.

"ઈશ્વરને નામે, હિંદના લોકોને એક પ્રજામાં પલટાવનાર ભૂતકાલીન પેઢીઓને નામે અને આપણા માટે વીરતા અને સ્વાર્પણનો ભવ્ય વારસો મૂકી જનાર સદ્ગત વીરોને નામે, અમે હિંદના લોકોને અમારા ઝંડા નીચે એકત્ર થવાની અને હિંદની આઝાદી માટે જંગ ખેલવાની હાકલ કરીએ છીએ. અંગ્રેજો અને હિંદમાંના એમના મળતીઆઓ સામે આખરી યુદ્ધ આરંભવાની અને એ જંગ બહાદુરી, ધૈર્ય અને આખરી વિજય ઉપરની અચલ શ્રદ્ધા સાથે ખેલવાની અમે હાકલ કરીએ છીએ. હિંદની ધરતી પરથી દુશ્મનને હાંકી કાઢવામાં આવે અને હિંદના લોકો ફરી એક વાર સ્વાધીન થાય ત્યાં સુધી આ જંગ ખેલવાની અમે હાકલ કરીએ છીએ.

પ્રયત્નમાં શક્ય હોય એટલી બધી રીતો અજમાવી જોઈ—ચરખા અને પ્રચારકાર્ય, બ્રિટિશ માલનો બહિષ્કાર, નાકરાત અને ભાંગફોડ અને છેવટે, સશસ્ત્ર બંડ પણ આ બધા પ્રયત્નો તત્કાળ પૂરતા નિષ્ફળ ગયા છેવટે ૧૯૨૦ માં નિષ્ફળ બનેલી હિંદી પ્રજા નવા માર્ગની શોધમાં ફાંફાં મારતી હતી ત્યારે મહાત્મા ગાંધીજી અસહકાર અને સવિનયભંગનું નવું શસ્ત્ર લઈને આગળ આવ્યા

"આ રીતે હિંદના લોકોએ પોતાનું રાજકીય આત્મભાન પાછું મેળવ્યું એટલું જ નહિ પણ ફરી એક વાર પોતાની રાષ્ટ્રીય અસ્મિતા એમણે પ્રાપ્ત કરી લીધી તેઓ એક જ અવાજે બોલવા લાગ્યા અને એક જ સર્વમાન્ય ધ્યેય માટે સંગઠિત નિશ્ચય બળથી મથવા લાગ્યા ૧૯૩૭ થી તે ૧૯૩૯ સુધી, આઠ પ્રાંતોમાંના કોંગ્રેસ પ્રધાનમંડળોના કાર્યદ્વારા, પોતાનું તંત્ર સંભાળી શકવા પોતે શક્તિમાન છે એનો પુરાવો આપ્યો આ રીતે, આ વિશ્વયુદ્ધને વખતે, હિંદની મુક્તિ માટેના અંતિમ સંગ્રામનો સમય બરાબર પાકી ગયો છે જર્મની અને તેના સાથીઓએ મળીને યુરોપમાં આપણા દુશ્મન પર સજ્જડ ફટકા માર્યા છે, ને પૂર્વ એશિયામાં જાપાન અને તેના સાથીદારોએ તેને બેહાલ બનાવ્યો છે

"અંગ્રેજ રાજ્યે પોતાના છળકપટથી હિંદીઓને બનાવી લઈને તથા લૂંટફાટ અને શોષણથી તેમને ભૂખમરા અને મૃત્યુના મુખમાં ધકેલીને હિંદી પ્રજાની શુભેચ્છા સદંતર ગુમાવી દીધી છે આજે એ તદ્દન ડગમગતી સ્થિતિમાં જીવે છે એ કમનસીબ રાજ્યની છેલ્લી નિશાનીઓનો નાશ કરવા માટે એક જ જ્વાળાની જરૂર છે એ જ્વાળા પ્રગટાવવી એ કાર્ય હિંદની આઝાદ ફોજનું છે

"આઝાદીની ઉષા ઊગવાની ઘડી આવી પહોંચી છે તે વખતે, અત્યારે હિંદી લોકોએ એમની કામચલાઉ સરકાર સ્થાપીને એ સર

કારની ઝંડા નીચે આખરી જંગ ખેલી લેવો જોઈએ, પણ બધા હિંદી નેતાઓ જેલમાં હોવાને કારણે તથા સર્વ હિંદીઓ સદંતર નિઃશસ્ત્ર હોવાને કારણે ખુદ હિંદમાં કામચલાઉ સરકાર સ્થાપવાનું અથવા તો એવી સરકારની નેતાગીરી નીચે સશસ્ત્ર જંગ ખેલવાનું શક્ય નથી. એથી પૂર્વ એશિયામાંના "હિંદ સ્વાતંત્ર્ય સંઘે", હિંદના તેમ જ બહારના સર્વ દેશભક્ત હિંદીઓના ટેકાથી, એ કાર્ય ઉપાડી લેવું જોઈએ અને એ સંઘે ઊભી કરેલી આઝાદ હિંદ ફોજની સહાયથી આઝાદીનું આખરી યુદ્ધ લડવું જોઈએ, એ એની પવિત્ર ફરજ છે—ધર્મ છે.

"આઝાદ હિંદ સરકારને દરેક હિંદીએ વફાદાર રહેવું જોઈએ. એ વફાદારી મેળવવાનો એને અધિકાર છે. એ સરકાર પોતાના બધા નાગરિકોને ધાર્મિક સ્વાતંત્ર્ય તથા સમાન અધિકારો અને સમાન તકોની ખાતરી આપે છે. તમામ પ્રજા અને એના સર્વ વિભાગોનાં સુખ અને આબાદી માટે, દેશનાં બધાં જ બાળકોને એક સરખી રીતે સંભાળવાં માટે અને પરદેશી સરકારે ભૂતકાળમાં કપટથી પેદા કરેલા સર્વ ભેદોને નાબૂદ કરવા માટે એનો મક્કમ નિરધાર છે.

"ઈશ્વરને નામે, હિંદના લોકોને એક પ્રજામાં પલટાવનાર ભૂતકાલીન પેઢીઓને નામે અને આપણા માટે વીરતા અને સ્વાર્પણનો ભવ્ય વારસો મૂકી જનાર સદ્‌ગત વીરોને નામે, અમે હિંદના લોકોને અમારા ઝંડા નીચે એકત્ર થવાની અને હિંદની આઝાદી માટે જંગ ખેલવાની હાકલ કરીએ છીએ. અંગ્રેજો અને હિંદમાંના એમના મળતીઆઓ સામે આખરી યુદ્ધ આરંભવાની અને એ જંગ બહાદુરી, ધૈર્ય અને આખરી વિજય ઉપરની અચલ શ્રદ્ધા સાથે ખેલવાની અમે હાકલ કરીએ છીએ. હિંદની ધરતી પરથી દુશ્મનને હાંકી કાઢવામાં આવે અને હિંદના લોકો ફરી એક વાર સ્વાધીન થાય ત્યાં સુધી આ જંગ ખેલવાની અમે હાકલ કરીએ છીએ.

જણાવી દેવામાં આવી હતી 'સ્ટેમ્પ કલેક્ટીંગ' નામના ટિકિટોના સત્તાવાર પ્રકાશનમાં આ ટિકિટોને આઝાદ હિન્દ સરકારની ટિકિટો તરીકે ઓળખાવવામાં આવી છે

"આ બધી વાતો બતાવે છે કે આઝાદ હિન્દ સરકાર એ આંતરરાષ્ટ્રીય કાયદાના ધોરણે સ્થપાયેલી સરકાર હતી ને એને યુદ્ધ જાહેર કરવાનો અને યુદ્ધ ચલાવવાનો જેટલો બ્રિટન અને અમેરિકાને હક્ક હતો એટલો જ હક્ક હતો

"હવે સવાલ એક જ બાકી રહે છે કે તે નામદાર શહેનશાહ સામે લડાઈ ચલાવવામાં આઝાદ હિન્દ ફોજે કાંઈ ગુનો કર્યો છે કે નહિ '

"માનવીના અધિકારોના સ્વીકારની બાબતમાં હવે દુનિયા બહુ આગળ વધી છે તમે જ્યારે ભલે કાયદાની નજરે શહેનશાહ સામે લડાઈ ચલાવતા હો, પણ હકીકતમાં તો તમારા દેશને આઝાદ કરવાને માટે જંગ ખેલતા હો ત્યારે તાજ તરફની વફાદારીનો કાંઈ સવાલ ઊભો જ થતો નથી

'તમે જો તમારો આત્મા વેચવા ન માગતા હો અને કેવળ ભાડૂતી સિપાઈ બનવા ન માગતા હો—તો પછી તમારા દેશ પ્રત્યેની તમારી વફાદારીની આડે આ ધરતીની પીઠ ઉપર બીજી કોઈ વફાદારી આવી શકે છે ખરી?

"આઝાદ હિન્દ ફોજ કેવળ હિન્દની આઝાદી માટે જ લડતી હતી એની બીજી કશી મકસદ સાબીત થઈ નથી—કરી શકાઈ નથી પહેલેથી છેલ્લે સુધી સરકારી ગવાહોએ એક જ વાત કરી છે કે આઝાદ હિન્દ ફોજ હિન્દની આઝાદી માટે લડતી હતી

"ને પોતાના વતનની આઝાદી માટે લડવાનો હરકોઈ માનવીને જન્મસિદ્ધ હક છે

## આઝાદ સરકારનું

# જાહેરનામું

"ઈ. સ. ૧૭૫૭માં બંગાળમાં અંગ્રેજોને હાથે પહેલો પરાજય મળ્યો. એ પછી એકસો વરસના ગાળામાં અંગ્રેજો સાથે હિંદીઓએ સતત અને સખત લડાઈઓ લડયા કરી. આ સમયનો ઇતિહાસ અનન્ય વીરતા અને કુરબાનીનાં ઉદાહરણોથી ભરપૂર છે. એ ઇતિહાસના પાનાઓમાં બંગાળના સિરાજ-ઉદ્-દૌલા અને મોહનલાલ, દક્ષિણ હિંદના હૈદરઅલી, ટીપુ સુલતાન અને વેલુ થામ્પી, મહારાષ્ટ્રના આપ્પાસાહેબ ભોંસલે અને બાજીરાવ પેશ્વા, અયોધ્યાની બેગમો, પંજાબના સરદાર શ્યામસિંહ અટારીવાલા અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, તાત્યાટોપી, ડુમરાવના મહારાજ કુંવરસિંહ અને નાનાસાહેબનાં નામ હમેશને માટે સોનેરી અક્ષરે કોતરાયેલાં રહેશે. આપણા પૂર્વજોને પ્રારંભમાં એ ખ્યાલ ન આવ્યો કે, અંગ્રેજો આખા હિંદને ઓહિયાં કરી જવા માગે છે અને તેથી તેમણે દુશ્મનનો સંગઠિત સામનો ન કર્યો. આખરે જ્યારે હિંદના લોકોને પરિસ્થિતિનું સાચું ભાન થયું ત્યારે એમણે એક થઈને જંગ ઉપાડયો અને ૧૮૫૭ની સાલમાં, બાદશાહ બહાદુરશાહના ઝંડા નીચે, સ્વાધીનતાનું યુદ્ધ લડયા.

## ૧૭૨ : શ્રી. સુભાષચંદ્ર બોઝ

આ જાહેરનામા નીચે, કામચલાઉ આઝાદ હિંદ સરકારની ઘની નીચેની વ્યક્તિઓએ સહી કરી હતીઃ

શ્રી. સુભાષચંદ્ર બોઝ–સરકારના વડા, વઝીરે આઝમ અને યુદ્ધ તથા પરદેશ ખાતાના પ્રધાન.

લેફ. કર્નલ લક્ષ્મી : સ્ત્રીઓના સંગઠન ખાતાના પ્રધાન.

શ્રી એસ. એ. આયર : પ્રચાર ખાતાના પ્રધાન.

લેફ્ટેનન્ટ એ. સી. ચેટરજી : નાણાં ખાતાના પ્રધાન.

લેફ્ટેનન્ટ કર્નલ અઝીઝ એહમદ, લેફ્ટેનન્ટ કર્નલ એન. એસ. ભગત, લેફ્ટેનન્ટ કર્નલ જે. કે. ભોંસલે, લેફ્ટેનન્ટ કર્નલ ગુલઝાર-સિંધ, લેફ્ટેનન્ટ કર્નલ એમ. ઝેડ. કયાની. લેફ્ટેનન્ટ કર્નલ એ. ડી. લોકનાથન, લેફ્ટેનન્ટ કર્નલ એહસાન કાદીર, લેફ્ટેનન્ટ કર્નલ શાહનવાઝ–લશ્કરના પ્રતિનિધિઓ.

શ્રી. એ. એમ. સહાય : પ્રધાનના દરજ્જાના મંત્રી.

શ્રી. રાસબિહારી બોઝ . સૌથી વડા સલાહકાર.

શ્રી. કરીમ ગની, શ્રી. દેવનાથ દાસ, શ્રી. ડી. એમ. ખાન, શ્રી. એ. યેલાપ્પા, શ્રી. જે. થીવી, સરદાર ઇશરસિંઘ–સલાહકારો.

શ્રી. એ. એન. સરકાર—ધારાકીય સલાહકાર.

# મહાત્માજી ને હિંદ

હિન્દના રાજકારણમાં મહાત્મા ગાંધીજીને મળેલો અદ્‌ભુત વિજય બંધારણીય પ્રવૃત્તિની નિષ્ફળતા અને સશસ્ત્ર ક્રાંતિની અશક્યતાને આભારી છે. આજ ચાલીસ વર્ષથી હિન્દના રાજપુરુષો બંધારણીય લડત લડી રહ્યા હતા. આ પ્રકારની લડતનાં સર્વોત્તમ અંગો વિવાદ–ચાતુર્ય અને વક્તૃત્વની છટા છે. આ પ્રકારની લડતમાં મહાત્મા ગાંધીજી બહુ નામના મેળવી શક્યા નહોત. પછી તો પ્રજાને બંધારણીય લડતમાંથી શ્રદ્ધા ઊડી જવા લાગી, અને ક્રાંતિકારી ચળવળ શરૂ થઈ. આ ચળવળ પણ કાંઈ ઓછા પ્રમાણમાં ફેલાઈ નહોતી. મહાયુદ્ધમાં તો હિન્દમાં સશસ્ત્ર બળવો ઉઠાવવાની તજવીજ પણ થયેલી ખરી. પરંતુ ઇંગ્લાંડની લશ્કરી તાકાત જ્યારે બીજે સ્થળે પૂરેપૂરી રોકાઈ હતી ત્યારે પણ સશસ્ત્ર બળવાનો આ પ્રયાસ નિષ્ફળ નીવડયો. એ નિષ્ફળતાએ લોકોને બતાવી દીધું કે હિન્દના રાજકીય સવાલનો ઉકેલ કરવામાં હિંસા–પ્રધાન ઉપાયો અસંભવિત છે ને એમને સફળ થવાના સંયોગો નથી.

આમ દેશ પોતાની માનહાનિથી પરેશાન થઈ રહ્યો હતો. ને એના નિવારણ માટે બંધારણવાદ ને હિંસાવાદની અપેક્ષાએ નવી જ રીતિનીતિ માગતો હતો. એ સમયે મહાત્મા ગાંધીજી આવ્યા ને હિન્દે એમને અપનાવી લીધા. આજની હિન્દી મહાસભા એ મહાત્માજીનું સર્જન છે. મહાત્માજીની રીતિનીતિ ઘણી જ વ્યવહાર–દક્ષ છે. એ વીજળી જેવા દેખાય છે. એમની ભાષા ક્રાંતિવાદીની છે, પરંતુ એમનું હૃદય નાશ તરફ નથી. એ વર્ગ–સમન્વયમાં માને છે. એ હિન્દુ અને મુસ્લિમને એક કરવા માગે છે. સવર્ણ ને અવર્ણને એક

કરવા માગે છે મૂડીવાદી અને મજૂરને એક કરવા માગે છે જમીનદાર ને ખેડૂતને એક કરવા માગે છે એમની દૃષ્ટિ ભૂતદયાની છે એમનામાં વિદ્વેષ જેવું નથી દુશ્મનોમાં પણ એ માન પેદા કરી શકે છે

મહાત્માજી હિન્દને આઝાદ કરવામાં હજી સુધી નિષ્ફળ નીવડયા છે મહાત્માજીની નિષ્ફળતાનાં કેટલાક મુખ્ય કારણો છે કોઈ પણ દેશનાયકનું સામર્થ્ય એના અનુયાયી ગણની વિશાળતામાં નથી, પણ એકચિત્તતામાં છે ઘણા થોડા અનુયાયીઓથી બીજા દેશનાયકો પોતાના દેશની આઝાદી મેળવી શક્યા છે, પરંતુ મહાત્માજીના અનુયાયીઓ એટલા વિધવિધ પ્રકારના લોકો ને વર્ગોમાંથી આવ્યા છે કે એમનામાં વિચારોનો એકરાગ નથી આદર્શોની એકતાનતા નથી એમની ભાષા ને પરિભાષા પણ એક નથી

મહાત્માજીની નિષ્ફળતાનું બીજું કારણ એ છે કે એ પ્રજાજનોને જેટલા સમજે છે, એટલા વિરોધીજનોને નથી સમજી શકતા મહાત્માજીનું ન્યાયશાસ્ત્ર એ છેતરનારની સરકારનું ન્યાયશાસ્ત્ર નથી

મહાત્માજીની નિષ્ફળતાનું ત્રીજું કારણ એ છે કે એ પોતે ઉઘાડી રમત રમે છે પરંતુ રાજકીય લડત એ કાંઈ ધર્મ-પ્રચાર નથી રાજકારણમાં ચાય એવા થઈએ તો જ રહી શકીએ એટલે મુત્સદ્દીગીરીનો સર્વથા ત્યાગ થઈ શકે નહિ એમની નિષ્ફળતાનું એક મહત્ત્વનું કારણ એ પણ છે કે આંતરરાષ્ટ્રીય પ્રચારનો ઉપયોગ નથી કરતા અહિંસક લડાઈમાં મુત્સદ્દીગીરી અને પ્રચારકાર્ય અનિવાર્ય બને છે એમની નિષ્ફળતાનું સર્વથી વિશેષ કારણ તો એ છે કે મૂળગત વિરોધી હિતો સાથે બહારથી એકરાગ સાધવામાં રાષ્ટ્રીય લડતમાં તાકાત નથી આવતી પણ કમેનટાની નબળાઈ આવે છે

## સામાજિક ને રાજકીય

**રાજકીય** આઝાદીની લડત કદી પણ સામાજિક બહેતરીની લડતથી જુદી પાડી શકાશે નહિ જે પક્ષ આમવર્ગની સામાજિક ને આર્થિક આઝાદી મેળવી શકશે તે જ રાજકીય આઝાદી મેળવી શકશે. સામાજિક સમાનતા સિવાયની રાજકીય આઝાદી તો આંતરવિગ્રહના મૂળ જ રાખે

૬

આઝાદ દેશનુ બંધારણુ ઘડવામા તે જ લોકોનો અવાજ હોઈ શકે, કે જેઓ આઝાદીને માટે લડે છે જેઓ શાહીવાદી ઓથથી જીવે છે ને જેઓ રાષ્ટ્રીય લડતથી વિમુખ કે વિરોધી રહે છે એને બંધારણુ ઘડવામા કશો જ અવાજ નહિ હોવો જોઈએ જે પક્ષ આઝાદી માટે લડશે ને આઝાદી મેળવશે એ જ પક્ષ રાષ્ટ્રનુ ભાવી બંધારણુ નક્કી કરશે

## કાર્યક્રમની રૂપરેખા

ઉદ્દામ પક્ષની બાગવાખોરીમાં એક નવો જ પણ સ્પષ્ટ વિચાર-સરણી અને સ્પષ્ટ કાર્યક્રમ સાથે બહાર આવશે. એવા પક્ષના કાર્યક્રમની રૂપરેખા આમ દોરી શકાય :

૧ : આ પક્ષ સર્વ રીતે આમવર્ગની એટલે કે કિસાનો વગેરેની તરફદારી કરશે, અને કોઈ રીતે સ્થાપિત હિતો જેવા કે જમીનદારો, મૂડીદારો કે શાહુકારોની તરફદારી નહિ કરે.

૨ : એ પક્ષ હિન્દની સંપૂર્ણ આર્થિક અને રાજકીય આઝાદી માગશે ને એને માટે સીધી લડત લડશે.

૩ : આ પક્ષ સમસ્ત હિન્દ માટે સમૂહ-બંધારણ માગશે. પણ થોડા વર્ષ સુધી મજબૂત મધ્યસ્થ સરકારની સરમુખત્યારી સ્થાપશે.

૪ : દેશના ઔદ્યોગિક અને ખેતી વિકાસ માટે પદ્ધતિપૂર્વકની આર્થિક આયોજના ઘડશે.

૫ : આ પક્ષ જીવનના સર્વ ક્ષેત્રોમાં સમાનતા માગશે ને નાતજાતનાં ભેદો-બંધનો દૂર કરશે અને સામાજિક કાયદાનાં જૂનાં કલેવરો રદ કરી અદ્યતન કાયદાઓ ઘડશે. પંચાયત-તંત્રની સ્થાપના કરશે.

૬ : અદ્યતન ધોરણે ચલણ અને આંટની પદ્ધતિ દાખલ કરશે.

૭ : તાલુકદારી પ્રથાનો નાશ કરીને હિન્દ સમસ્તમાં એકધારી મહેસુલ-પ્રથા દાખલ કરશે.

૮ : એ વિક્ટોરિયન પ્રજાવાદ નહિ કબૂલ કરે. પણ લશ્કરી શિસ્તથી સંગઠિત થયેલા એક મજબૂત પક્ષના શાસનમાં માનશે.

૯ : એ સર્વ કોઈ આંતરરાષ્ટ્રીય સાધનોનો ને સંસ્થાઓનો શક્ય એટલો ઉપયોગ કરશે.

૧૦ : દેશના તમામ પ્રગતિકારક મંડળોને એક મધ્યસ્થ તંત્રની નીચે જમા કરશે.

## ફાસીઝમ ને કોમ્યુનીઝમ

**ફાસીઝમ** અને કોમ્યુનિઝમ બે પરસ્પર વિરોધી છે અને કદી એક થઈ શકે નહિ એમ માનનાનું કારણ નથી એ વાત જ મને તાત્વિક રીતે ખોટી લાગે છે. જગત ઉપરથી ઉત્ક્રાંતિનો સિદ્ધાન્ત નાબૂદ નથી થયો બેમાથી કોઈપણ એકની જ પસદગી કરવાની છે એ વાત બરાબર નથી. કોમ્યુનિઝમ અને ફેસીઝમ એ બેના સયોગી–કરણમાથી એક ત્રીજો જ પ્રબધ નીકળી આવે એ વધારે સભવિત છે.

ફેસીઝમ અને કોમ્યુનિઝમ પરસ્પર વિરોધી પ્રબધો હોવા છતા બન્નેમા કેટલીક વાતો સામાન્ય છે. ફેસીઝમ અને કોમ્યુનિઝમ બન્ને વ્યક્તિ ઉપરના રાષ્ટ્રના વર્ચસ્વમા માને છે. બન્નેને ધારાસભાઓના વિવાદો તરફ ચીડ છે. બન્ને એક મજબૂત પક્ષના શાસનમા માને છે. બન્ને, પક્ષની સગ્મુખત્યારીમાં માને છે બન્ને, લઘુમતી કોમોના કોમીય અને પગશ્રયી હિતોની અવગણના કરે છે બન્ને રાષ્ટ્રના યોજનાપૂર્વકના ઉદ્યોગીકરણમા માને છે આ ઉભયમાન્ય વાતોમાથી એક નવા જ પ્રબધની રચના અસભવિત નથી એ નવા પ્રબધને 'સામ્યવાદ' કહી શકાય હિન્દનો ઉદ્ધાર આ 'સામ્યવાદ'માં છે અને આવા પક્ષથી જ થશે

# કોમી સવાલ

કોમી સવાલ એ હિન્દની એકતાનો સવાલ નથી, શાહીવાદી સલામતીનો સવાલ છે આપણે જેટલા પ્રમાણમા કોમી સવાલને મહત્ત્વ આપીએ છીએ એટલા પ્રમાણમા શાહીવાદની જડ સલામત બનાવીએ છીએ આપણે કોમી સવાલ તરફ નજર જ નહિ નાખીએ તો એ સવાલ આપોઆપ શમી જશે આપણને લાગે વળગે છે ત્યા સુધી કોમો જેવુ કોઈ હયાત જ નથી, આમ આપણે માની લઈએ મહાસભાના દરવાજા ઉઘાડા છે જે આઝાદી માટે લડશે એ જ હિન્દના બધારણમા અવાજ રજૂ કરી શકશે એટલી વાત આપણે સ્પષ્ટ જાહેર કરી જોઈએ છે

વિરોધીઓ તમને જે માર્ગે દોરવા માગે એ માર્ગે તમે દોરાઓ એટલી તમારી નબળાઈ વિરોધીઓ તમારી પાસે જે કરાવવા માગે એ તમે ન કરો એટલી તમારી લડાઈ

કોમી ચુકાદાએ કોમી પ્રશ્ન ઊભો કર્યો એના ઉપર જેટલુ તમે ધ્યાન આપો એટલી તમારી નબળાઈ એ તરફ જેટલા બેપરવા બનો એટલી તમારી લડાઈ

## મારી પરિભાષા

આપણે શબ્દો વાપરીએ છીએ પણ અર્થોની ચોખવટ નથી અહિંસા ધર્મનો અર્થ ગાંધીજીનો જુદો છે ગાંધીવાદીઓનો જુદો છે. ઉદ્દામવાદીઓનો જુદો છે આપભોગ ને બલિદાન વચ્ચેના મર્મભેદ પણ અર્થના બહારથી દેખાતી સમાનતાએ ઘણા નથી સમજતા આને પરિણામે આપણી રાષ્ટ્રવાદી પરિભાષામા શાસ્ત્રીય ચોખવટ કરતા સાક્ષરી વ્યાપકતા છે હુ મારા પોતાના અર્થ કહી સંભળાવુ

જેમ ઈશ્વરને પહોચવાનુ સાધન ધર્મ તેમ આઝાદીને પહોચવાનુ સાધન અહિંસા

આપભોગ એટલે સમષ્ટિને ભોગે વ્યક્તિનો સૈદ્ધાન્તિક સદાગ્રહ

બલિદાન એટલે સમષ્ટિના હિતસાધન માટે વ્યક્તિએ સહન કરેલી નુકસાની

આપભોગમા ભક્તિ છે, બલિદાનમા સિપાહીગીરી છે બધા ભક્તો નથી બની શકતા, પણ સિપાહી થઈ શકે છે

## મુક્તિ અથવા મૃત્યુ

ગેરકાયદે વર્તણૂક ને અન્યાય સાથે સમાધાન સાધી જાત વેચવાનુ મારા સ્વભાવમા નથી આવી કિંમત આપવા કરતાં તો ભલે આ જિંદગીનો અત આવે. આજના આવા સજોગોમા જીવવું મારે માટે શક્ય નથી મને જેલમા જ ગાળવાનો જ્યારે સરકારે નિશ્ચય કર્યો છે ત્યારે મારો જવાબ આ છે મુક્તિ અથવા મૃત્યુ. હા, આથી તાત્કાલિક લાભ નહિ મળે, પરંતુ બલિદાન કદીયે વ્યર્થ જતુ નથી, ઊલટુ બલિદાન તેમ જ યાતના દ્વારા જ કોઈ પણ ધ્યેય પોષાય છે અને તેનો જયવારો થાય છે. શહીદોના રક્તબિંદુમા જ ધર્મનાં બીજ રહેલા છે એ અમરવિધાન તો પ્રત્યેક જમાનામા ને પરિસ્થિતિમાં સાચુ છે

આ નશ્વર જગતમા દરેકનો વિનાશ થાય છે ને થશે માત્ર વિચાર, ધ્યેય અને સ્વપ્નો જ વિનશ્વર રહેશે કોઈ પણ એક સિદ્ધિ અર્થે ભલે એક વ્યક્તિ મરે પણ એ ધ્યેય એના મરણ બાદ, હજારો પ્રાણમા પ્રગટ થશે. એક જમાનાના વિચાર ને સ્વપ્નો બીજાને વારસામા મળે છે યાતના અને બલિદાનના દૈવી તત્ત્વ વડે જ કોઈ પણ ધ્યેયની સિદ્ધિ થઈ શકે છે

એક ધ્યેય ખાતર કોઈ વ્યક્તિ જીવે અને અતે પ્રાણાર્પણ કરે તો તેને માટે આથી વિશેષ બીજો કયો આનદનો વિષય હોઈ શકે? અપૂર્ણ રહેલા પોતાના ધ્યેયમાથી એનો પ્રાણ બીજા નવા પ્રાણ સર્જશે એવા ભાવથી વધુ કયો આત્મસતોષ સભવી શકે? ગિરિશૃગો ને કદ-રાઓ અને બૃહદ્ સપાટી ઓળગીને રાષ્ટ્રના ખૂણે ખૂણે તેમ જ જળસીમા વીંધીને દૂર દૂરના દરિયાપારના દેશો સુધી પોતાનો સદેશો

અચૂક પહોંચશે એવી ખાતરીવાળો આત્મા વિશેષ શી ફળપ્રાપ્તિ વાંછી શકે? પોતાના ધ્યેયની વેદી પર શાંતિપૂર્વક આત્માર્પણથી વધારે આ ખવાતી જતી જિંદગી શું સિદ્ધ કરી શકવાની હતી!

આમ ચોખ્ખું જ છે કે માનના અને બલિદાનથી કોઈને ગુમાવવાપણું રહેતું નથી. પંચમહાભૂતના બનેલા શરીરને ગુમાવવાનો વ્યક્તિને મોટામાં મોટો બદલો મળવાનો છે અમર જીવનનો એ અધિકારી બને છે ને આ છે આત્માનું સંક્રમણ. રાષ્ટ્રને જિવાડવા કાજે વ્યક્તિએ મરવું જ ઘટે. આજની ઘડીએ, સ્વતંત્ર બને ને એનો ધ્વજ ફરકતો થાય એ માટે આજે હું ભલે મૃત્યુ પામું

મારા દેશબાંધવોને એક જ સંદેશ છે—'ભૂલો નહિ કે ગુલામ રહેવું એ માનવી માટે મોટામાં મોટો શાપ છે. ભૂલો નહિ કે અન્યાય અને ગેરવર્તણૂક સાથેનું સમાધાન એ અતિ ભયંકર ગુનો છે. દુનિયાનો કાયદો યાદ કરો—त्यक्तेन भुञ्जीथा 'ત્યાગ કરીને ભોગવ', યાદ રાખો કે અન્યાય સામેનું યુદ્ધ એ મોટામાં મોટો સદ્ગુણ છે

આજની સરકારને તો હું એટલું જ કહીશ અન્યાય અને હામીવાદને ગમતે પગેથા, ભાનવિનાના તમામ તત્ત્વોને રોકો પાછા ફરવાનો હજી સમય છે. તમે રોકતું થશો તમારા પર જ હુમલો ન કરે એ જોજો

## પરાજયની પહેલી પળે

**બ્રહ્મદેશમાંથી** હું ભારે હૃદયે વિદાય લઇ રહ્યો છું. ૧૯૪૪ના ફેબ્રુઆરીથી આજ સુધીમાં આ ધરતી ઉપર તમે અનેક વીરસંગ્રામો ખેડયા છે. આપણા આઝાદી સંગ્રામનું પહેલુ યુદ્ધ, આપણે ઇમ્ફાલમાં અને બ્રહ્મદેશમાં, હારી બેઠા છીએ—પણ પહેલુ યુદ્ધ જ. હજુ તો ઘણાં યુદ્ધો લડવાનાં બાકી છે. હું તો જન્મથીજ આશાવાદી છુ. કોઈ પણ સંજોગોમાં પરાજય તો હું સ્વીકારવાનો નથી. ઇમ્ફાલનાં મેદાનોમાં, આરાકાનનાં જંગલો અને ડુંગરાઓમાં, બ્રહ્મદેશના તેલવિસ્તારોમાં અને અન્યત્ર, તમે શત્રુઓ સામે જે મર્દાનગી દાખવી છે તે હિંદી સ્વાતંત્ર્ય સંગ્રામના ઇતિહાસમા સર્વદા અંકિત રહેશે.

સાથીઓ, કટોકટીની આ ઘડીએ મારે તમને એક જ આદેશ આપવાનો છે; અને તે એ કે થોડીક વારને માટે અગર જો આપણે પરાજય સ્વીકારવાનો છે, તો તે આપણે વીરોની પેઠે સ્વીકારીએ, શિસ્ત અને સ્વમાનના ઉચ્ચતર ધોરણોનુ સાંગોપાંગ પાલન કરીને સ્વીકારીએ. હિંદીઓની ભવિષ્યની પેઢીઓ—જેઓ ગુલામીમાં નહિ પરંતુ આઝાદીમાં જન્મશે અને જીવશે—તમારી પ્રચંડ કુરબાનીઓને પ્રતાપે જ—તેઓ તમામ ઉપર આશીર્વાદ વરસાવશે, જગતને તેઓ સંભળાવશે કે મણિપુર, આસામ અને બ્રહ્મદેશના રણક્ષેત્રોમાં લડીને અને પરાજિત થઈને પણ, તમે સ્વાધીનતાની સિદ્ધિનો માર્ગ સાફ કર્યો હતો.

જાઉં છું એના રક્ષણને માટે તમે, આઝાદી જંગના અગ્રેસરો, તમારા સર્વસ્વનું બલિદાન આપશો એ બાબત મને તલભાર પણ શંકા નથી. આપણા આઝાદી-જંગની, જગતને કોઈ બીજે ખૂણે શરૂઆત કરનારાઓ તમારા જીવનમાંથી પ્રકાશ મેળવી રહ્યા છે.

મારું ચાલ્યું હોત તો, હું અહીં તમારી સાથે જ રહ્યો હોત. આપણી આ ક્ષણજીવી હારના દુઃખમાં તમારી સાથે ભાગ પડાવત. પણ માનનીય પ્રધાનો અને ઉચ્ચ અમલદારોના આગ્રહથી હું બ્રહ્મદેશ છોડું છું—અન્યત્ર જઈને આઝાદીનું આપણું યુદ્ધ ચાલુ રાખવા.

પૂર્વ એશિયામાં અને હિંદની ધરતી ઉપરના મારા હિંદી દેશબાંધવોને હું પૂરેપૂરા પિછાણું છું અને પિછાણું છું માટે જ હું તમને ખાતરી આપી શકું છું કે ગમે તેવા સંજોગોમાં પણ એ સ્વાતંત્ર્ય સંગ્રામ જારી જ રાખશે અને તમે આપેલી કુરબાનીઓ અને વેઠેલી યાતનાઓ અફળ નહિ જાય. મને નિસબત છે ત્યાં સુધી હું તો, ૧૯૪૩ના ઑક્ટોબરની ૨૧ મીએ મેં જે શપથ લીધા છે તેને વફાદારીપૂર્વક વળગી રહીશ અને ૩૮ કરોડ જેટલા મારા દેશબાંધવોના કલ્યાણ અર્થે—એમની મુક્તિ અર્થે શક્ય તેટલું બધુંયે કરી છૂટીશ. મારો તમને પણ એ જ આગ્રહ છે કે મારી પેઠે તમે પણ આશાવાદને વળગી રહેશો અને ઉષાનો ઉદય ગાઢતમ અંધકાર પછી જ થાય છે એવી મારી માન્યતાને સ્વીકારશો.

હિન્દ આઝાદ થશે જ અને તે થોડા જ વખતમાં.

ઈશ્વરનો આશીર્વાદ ઊતરો તમારા ઉપર.

# છેલ્લો સંદેશ

**બ્રહ્મદેશમાંથી** ભારે હૃદયે વિદાય લઈ રહ્યો છું આપણા સ્વાતંત્ર્યવિગ્રહનું પહેલું યુદ્ધ આપણે હારી બેઠા છીએ—પણ ફક્ત પહેલું જ હજુ તો ઘણા યુદ્ધો બાકી છે એકાદ યુદ્ધમાં પરાજય પામીને નિરાશ થવાનું હું કોઈ પણ કારણ જોતો નથી તમે—બ્રહ્મદેશના મારા દેશબાંધવોએ—માદરે વતન પ્રત્યેની તમારી ફરજ દુનિયા આખીને તારીફ કરવી પડે એવી રીતે બજાવી છે તમે તમારું સર્વસ્વ—માનવસંપત્તિ, દ્રવ્ય અને સામગ્રી ઉદારતાથી આપી ચૂક્યા છો. સર્વસ્પર્શી યુદ્ધ માટેની તૈયારી એટલે શું એ તમે તમારા વર્તનથી બતાવી આપ્યું છે પણ આપણી સામેના બળો અતિ પ્રચંડ હતા, અને પરિણામે હાલ થોડા વખતને માટે તો આપણી આઝાદીનું આ બ્રહ્મદેશવાળું યુદ્ધ તો આપણે હારી જ બેઠા છીએ

નિઃસ્વાર્થ સમર્પણવૃત્તિની જે ભાવના તમે બતાવી છે અને ખાસ કરીને—એ મારું વડું મથક બ્રહ્મદેશમાં ખસેડ્યું પછી—તે એ તો મારાથી હું જીવીશ ત્યાં સુધી કદાપિ નહિ વિસરાય

આ ભાવનાને કોઈ પણ શક્તિ કદી કચડી શકશે નહિ એવી મારી શ્રદ્ધા છે હું તમને વિનવું છું કે હિંદની આઝાદીને ખાતર એ ભાવના ટકાવી રાખજો હિંદની આઝાદી માટે જંગી યુદ્ધ લડવાનો ધન્ય દિવસ ઊગે ત્યાં સુધી ઉન્નતશિરે ઊભા રહેવાની મારી તમને વિનંતિ છે

## ૧૮૮ : શ્રી સુભાષચંદ્ર બોઝ

હું ભારે ગમગીનીથી બ્રહ્મદેશ છોડતો નથી મને પોતાને તો અહીં જ રહીને આપણી ટૂંકમુદતી પરાજયનું દુઃખ તમ સૌની સાથે સહેવાનું વધારે ગમત પરંતુ મારા પ્રધાનોની અને ઉચ્ચ દરજ્જાના અમલદારોની આગ્રહભરી સલાહ છે કે હિંદી આઝાદીની લડતને જારી રાખવા માટે મારે બ્રહ્મદેશમાંથી બીજે ક્યાંક ચાલ્યા જવું જોઈએ જન્મથી જ હું આશાવાદી છું અને પરિણામે હિંદની સ્વાતંત્ર્યસિદ્ધિને હવે થોડા જ વખતની વાર છે એવી મારી શ્રદ્ધા આજે પણ અવિચળ જ છે એ જ આશાવાદને હંમેશા રાખવાની હું તમ સૌને વિનંતિ કરું છું

ઉષા પહેલાં ગાઢમાં ગાઢ અન્ધકાર આવવાનો જ—એમ મેં તમને અનેકવાર કહ્યું છે અત્યારે આપણે ગાઢમાં ગાઢ અન્ધકાર સોંસરા પસાર થઈ રહ્યા છીએ એટલે ઉષા હવે દૂર નથી

હિંદ આઝાદ થશે જ

બ્રહ્મદેશની પ્રજા અને બ્રહ્મદેશની સરકારે આપણા આઝાદી જંગને ચલાવવામાં શક્ય તેટલી બધી ય સહાયતા મને કરી છે, તે બાબત તેમના પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કર્યા વગર આ સંદેશ હું પૂરો ન જ કરી શકું બ્રહ્મદેશનું એ ઋણ સ્વતંત્ર ભારતને હાથે જ ફીટી શકે અને તે દિવસ પણ હવે દૂર નથી

ઇન્કિલાબ ઝિન્દાબાદ !
આઝાદ હિન્દ ઝિન્દાબાદ !
જય હિન્દ !

સુભાષચંદ્ર બોઝ
આઝાદ હિન્દ સેનાના સરસેનાપતિ

# જય હિંદ

ઊઠો, સોયે ભારતકે નસીબોંકો જગા દો,
આઝાદી યેં લેતે હૈં જવાન, લે કે દિખા દો;
ખૂં–ખ્વાર બનો મેરે શેરે હિન્દ સિપાહી,
દુશ્મનકી સફેં તોડ દો, ઇક તહલકા મચા દો. ૧

એ, હિન્દકે બદલેમેં, અફ ચીજ ભી ક્યા હૈ,
રાસ્તેમેં હો તો ભાઈ ઉસે માર ગિરા દો;
કર યાદ શહીદોંકી ખૂં ઇસ દેશકી ખાતિર,
હો એક ટોલી ભી, હજારોં દુશ્મનસે લડા દો. ૨

હો ભૂખ, યા તકલીફ, રુકાવટ, હો થકાવટ,
ખા જખ્મે ગિરોં હમેકો ભી હઁસ કરકે દિખા દો
ક્યોં લાલ કિલ્લા અબ રહે, દુશ્મનકે હવાલે,
અબ લશ્કરે હિન્દકી વહાઁ ધૂમ મચા દો. ૩

મીનારે કુતુબ દેખતા હૈ રાહ તુમ્હારી,
ચલ ઉસકી બલન્દીકો તિરંગેસે સજા દો:
કુછ ઔર તમન્ના હૈ ન ખ્વાહિશ મેરે દિલમેં,
આઝાદ હિંદ–વતનમેં 'જય હિન્દ' ખુલા દો. ૪

## ઝંડે ઊંચે રહો જહાં મેં

સર પર તિરંગા ઝંડા જલવા દિખા રહા હૈ
કૌમી તિરંગે ઝંડે ઊંચે રહો જહાં મે,

હો તેરા સરબુલન્દી જો ચાહ આસમાં મે
તૂ માન હૈ હમારા ! તૂ શાન હૈ હમારી ;

તૂ ઇજ્જત કા નિશાન હો ! તૂ જાન હૈ હમારી
હમ એક નસર કી લૂ પર લડીહૈં ગે દુવાયે ,

કૌમી તિરંગા ઝંડા હમ શૌખ સે ઉડાએ
આકાશ ઔર જમીન પર ! હો તેરા બોલબાલા,

ઝુક જાયે તેરી પગ પર ! હર તાજ તખ્તવાલા
હર કૌમ કી નજરમે તુ અમન કા નિશા હો,

હો એસે મુઅસ્સર સારા તેરા જહાં હો
મુસ્તાક લી નમાણી ખુશ હો કે ગા રહા હૈ,

સર પર તિરંગા ઝંડા જલવા દિખા રહા હૈ
કૌમી તિરંગે ઝંડે ઉચે રહો જહાં મે ,

## કદમ કદમ બઢાયે જા !

કદમ કદમ બઢાયે જા
ખુશી કે ગીત ગાયે જા !

યહ જિન્દગી હૈ કૌમ કી
તો કૌમ પે લુટાયે જા !

તૂ શેરે હિન્દ આગે બઢ
મરને સે તૂ કભી ન ડર

આસ્માન તક ઉઠા કે સર
જોશે વતન બઢાયે જા !

તેરી હિમ્મત બઢતી રહે
ખુદા તેરી સુનતા રહે

જો સામને તેરે ચઢે
તૂ ખાક મેં મિલાયે જા !

ચલો દિલ્હી પુકાર કે
કૌમી નિશાં સમ્હાલ કે

લાલ કિલે મેં ગાડ કે
લહરાયે જા, લહરાયે જા !

## ભારત ભાગ્ય હૈ જાગા. ....

સબ સુખ ચૈનકી બરખા બરસે ! ભારત ભાગ્ય હૈ જાગા ધ્રુ૦
પંજાબ સિંધ ગુજરાત મરાઠા ! દ્રાવિડ ઉત્કલ બંગા
ચંચલ સાગર વિંધ્ય હિમાલા ! નીલા જમુના ગંગા
તેરે નિત ગુણ ગાયે,
તુઝસે જીવન પાયે
સબ જન પાયે આશા
સૂરજ બનકર જગપર ચમકે ! ભારત નામ સુભાગા
જય હો, જય હો, જય હો, ! જય જય, જય, જય, હો ! ૧

સબકે દિલમેં પ્રીત બસાએ ! તેરી મીઠી વાણી
હર સૂબેકે રહનેવાલે ! હર મજહબ કે પ્રાણી
સબ ભેદ ઔર ફર્ક મિટાકે
સબ ગોદમેં તેરી આકે
ગુંથે પ્રેમ કી માલા
સૂરજ બનકર જગપર ચમકે ભારત નામ સુભાગા
જય હો, જય હો, જય હો ! જય, જય, જય, જય હો ! ૨

સુબહ સબેરે પંખ પખેરૂ ! તેરે હી ગુણ ગાયે
બાસ-ભરી ભરપૂર હવાયે ! જીવન મેં ઋતુ લાયે
સબ મિલકર હિંદ પુકારે—
જય આઝાદ હિંદ કે નારે
પ્યારા દેશ હમારા
સૂરજ બનકર જગપર ચમકે ! ભારત નામ સુભાગા !
જય હો, જય હો, જય હો ! જય, જય, જય, જય હો

# તારીખોમાં તવારીખ

| | |
|---|---|
| ઈ સ ૧૮૯૭ જાન્યુઆરી | સુભાષબાબુનો જન્મદિવસ |
| ઈ સ ૧૯૧૩ થી ૧૯૧૭ | હાઈસ્કૂલમાં અભ્યાસ |
| ઈ સ ૧૯૧૭ | આઈ સી એસ ના અભ્યાસ માટે વિલાયતગમન |
| ઈ સ ૧૯૨૦ | આઈ સી એસ ની પરીક્ષા પાસ કરી |
| ઈ સ ૧૯૨૦–૨૧ | વહીવટી તાલીમનું વર્ષ |
| ઈ સ ૧૯૨૧ ફેબ્રુઆરી | અસહકાર વખતે આઈ સી એસ માંથી રાજીનામું |
| ઈ સ ૧૯૨૧ માર્ચ | કેમ્બ્રીજ વિદ્યાપીઠની બી એ ની પરીક્ષા પાસ કરી |
| ઈ સ ૧૯૨૧ એપ્રીલ | કલકત્તા વિદ્યાલયના આચાર્ય |
| ઈ સ ૧૯૨૧ નવેમ્બર. | સ્વયંસેવક દળ ગેરકાયદેસર ઠરતાં ૭ માસની સજા |
| ઈ સ. ૧૯૨૨ મે | જેલ બહાર નીકળીને બારડોલીની લડત સંકેલવાની રીત સામે વિરોધ |
| ઈ સ ૧૯૨૨ ઓકટોબર | બંગાળ જળપ્રલય સંકટ નિવારણ સમિતિ |
| ઈ સ ૧૯૨૩ જાન્યુઆરી | 'બંગલેર કથા' ના તંત્રી અને સ્વરાજ્યપક્ષ વ્યવસ્થાપક 'ફોરવર્ડ' પત્ર |
| ઈ સ ૧૯૨૪ એપ્રીલ | કલકત્તા કોર્પોરેશનના ચીફ આફિસર. |
| ઈ સ ૧૯૨૪ ઓકટોબર | રેગ્યુલેશન ૧૮૧૮ નીચે નજરકેદ |

| | |
|---|---|
| ઇ. સ. ૧૯૨૭ મે. | રાજકેદમાંથી મુક્તિ. |
| ઈ. સ. ૧૯૨૭ નવેમ્બર. | પ્રમુખ—બંગાળા પ્રાંતિક સમિતિ |
| ઈ. સ. ૧૯૨૭ ડિસેમ્બર | મદ્રાસ મહાસભામાં કારોબારી–સમિતિના સભાસદ. |
| ઈ. સ. ૧૯૨૮ મે. | પ્રમુખ મહારાષ્ટ્રીય પ્રાંતિક યુવક પરિષદ. પુના |
| ઈ. સ. ૧૯૨૮ મે. | પુનાથી અમદાવાદ આવી ગાંધીજીને સાઈમન કમિશન સામે સીધી લડત ઉપાડવાનો આગ્રહ. |

| | |
|---|---|
| ઈ સ ૧૯૨૯ જુલાઈ | વર્કીંગ કમીટીમાં ગાંધીજીના ધારાસભા-ત્યાગના ઠરાવ સામે નિષ્ફળ વિરોધ |
| ઈ સ ૧૯૨૯ ઑગસ્ટ | અમદાવાદ મહાસભા સમિતિમાં વર્કિંગ કમિટિ આમેના ઠરાવ સામે વિરોધ કરી ધારાસભા-ત્યાગનો ઠરાવ રદ કરાવ્યો |
| ઈ સ ૧૯૨૯ સપ્ટેમ્બર | પ્રમુખ પંજાબ યુવક પરિષદ, મધ્યપ્રાંત યુવક પરિષદ, વરાડ યુવક પરિષદ |
| ઈ. સ ૧૯૨૯ ઑક્ટોબર | ગોળમેજી પરિષદની જાહેરાતનો શરતી સ્વીકાર કરતું મહાત્માજી સમેતના આગેવાનોના નિવેદન ઉપર સહી કરવાની ના પાડી વળતું નિવેદન પ્રગટ કર્યું |
| ઈ સ ૧૯૨૯ ડિસેમ્બર | લાહોર મહાસભા પૂર્ણ આઝાદી માટે સમાંતર સરકારની સ્થાપનાનો ઠરાવ રજૂ કર્યો કારોબારી સમિતિમાંથી ગાંધીજીએ સુભાષને બાતલ કર્યા |
| ઈ સ ૧૯૩૦ જાન્યુઆરી | મહાસભા સમિતિમાંથી, બંગાળ પ્રાંતિક સમિતિના પ્રમુખપદમાંથી રાજીનામા |
| ઈ સ ૧૯૩૦ એપ્રીલ | સવિનય કાનૂનભંગમાં ગિરફતારી જેલમાં એમના ઉપર હુમલો થયો |
| ઈ સ ૧૯૩૦ નવેમ્બર | ફરીને જેલમાં ગાંધી-ઈરવીન કરાર |
| ઈ સ. ૧૯૩૧ માર્ચ | જેલમાંથી છૂટયા કરાચી મહાસભામાં સરદાર ભગતસિંહના ઠરાવ ઉપરનું મશહૂર વિવેચન ને નિવેદન |
| ઈ સ. ૧૯૩૧ ઑક્ટોબર | હીજલી છાવણીમાં |

| | |
|---|---|
| ઈ સ. ૧૯૩૧ ડિસેમ્બર | કારોબારી સમિતિએ ખાસ આમંત્રણ આપી ગાંધી–સુભાષ મુંબઈમાં મુલાકાત કરી |
| ઈ સ ૧૯૩૨ ફેબ્રુઆરી | હિંસાવાદી પ્રવૃત્તિમાં છૂપી સાથેદારી બદલ રેગ્યુલેશન ૧૮ નીચે નજરકેદ |
| ઈ સ ૧૯૩૩ માર્ચ | નજરકેદમાંથી સરકારે મુંબઈ આગબોટ ઉપર ઝોક્યા વિયેના પ્રયાણ |
| ઈ સ ૧૯૩૩ મે | સવિનય કાનૂનભંગને મોકૂફ રાખવાના ગાંધીજીના નિર્ણયની સામે શ્રી વિઠ્ઠલભાઈ સાથે સંયુક્ત નિવેદન. |
| ઈ સ ૧૯૩૪ ડિસેમ્બર | હિન્દમાં એક માસ માટે આવ્યા |
| ઈ સ ૧૯૩૫ જાન્યુઆરી | હિન્દમાંથી વિયેના ગયા |
| ઈ સ ૧૯૩૫ મે–સપ્ટેમ્બર | શ્રીમતી કમલા નેહરુની માવજત |
| ઈ સ ૧૯૩૫ મે | હિન્દી સરકારે વડી ધારાસભામાં જાહેરાત કરી કે સુભાષ હિન્દમાં આવશે તો પકડાશે એને આવાહન લેખીને એ હિન્દમાં પાછા ફર્યા ને મુંબઈમાં પકડાયા જેલમાં ને પછી ઘેર નજરકેદ બન્યા |
| ઈ સ ૧૯૩૭ માર્ચ | મહાસભાની કારોબારી સમિતિના સભાસદ |
| ઈ સ ૧૯૩૭ જુલાઈ | બંધનમુક્તિ |
| ઈ સ ૧૯૩૭ નવેમ્બર | તબિયત સુધારવા વિયેના |
| ઈ સ ૧૯૩૭ ડિસેમ્બર | ગણપતિ તરીકેની ચૂંટણી |
| ઈ સ ૧૯૩૯ | ત્રિપુરી મહાસભાના પ્રમુખપદની ચૂંટણીમાં શ્રી પટ્ટાભિ સામે વિજય. ત્રિપુરી મહાસભાના ગણપતિ |

| | | | |
|---|---|---|---|
| ઈ સ. ૧૯૪૦ | | | રાષ્ટ્રપતિપદનુ રાજીનામુ ફોરવર્ડ બ્લોકની સ્થાપના, સરકારે પકડ્યા ને જેલમાં. |
| ઈ સ ૧૯૪૦ | નવેમ્બર | | આમરણાંત ઉપવાસનો નિરધાર ને મુક્તિ |
| ૧૯૪૧ | જાન્યુઆરી, | ૧૭ | કલકત્તામાંથી અદૃશ્ય. |
| ,, | ફેબ્રુઆરી | | કાબૂલમાં |
| ,, | માર્ચ | ૧૮ | કાબૂલમાંથી ઇટાલિયન મોટરમાં રવાનગી |
| ,, | માર્ચ | | સુભાષબાબુ બર્લિનમાં |
| ,, | ડિસેમ્બર | ૭ | પર્લ હાર્બર પર જાપાનનુ આક્રમણ |
| ,, | ,, | ૮ | જાપાને યુદ્ધની જાહેરાત કરી |
| ૧૯૪૨ | ,, | ૧૫ | સીંગાપોર જાપાનના હાથમાં, ને ૧૫ હજાર બ્રિટીશ, ૧૩ હજાર ઓસ્ટ્રેલિયન ને ૩૨ હજાર હિંદી સિપાહી કેદ |
| ૧૯૪૨ | ફેબ્રુઆરી | ૧૭ | સીંગાપુરના ફેરર પાર્કમાં ફુજીવારાનુ ભાષણ, હિંદી સૈન્યો જાપાનીઓને શરણે મૂકીને બ્રિટીશરો નાઠા |
| ,, | માર્ચ | ૭ | રંગૂન પર જાપાનીઓનો છાપો |
| ,, | ,, | ૨૮ | ક્રિપ્સે બ્રિટીશ દરખાસ્તો રજૂ કરી |
| ,, | ,, | ,, | સુભાષબાબુના મૃત્યુના સમાચાર જે પાછળથી ખોટા ઠર્યા |
| ,, | ,, | ,, | ટોકિયોમાં હિંદી પ્રતિનિધિઓની પરિષદ |
| ,, | જૂન | ૨૨ | બેંગકોક પરિષદ, જેમાં આઝાદ હિંદ સંઘનુ સુભાષબાબુને તેડુ. |
| ,, | ઓગસ્ટ | | આઝાદ હિંદ ફોજ કાનૂન ઘડાયો |
| ,, | સપ્ટેમ્બર | ૧ | આઝાદ હિંદ ફોજનો કેપ્ટન મોહન- |

| | | |
|---|---|---|
| | | સીંગ દ્વારા જન્મ. |
| ,, ડિસેમ્બર | | જાપાન સાથે ઝઘડો ને આઝાદ ફોજનું વિસર્જન |
| ૧૯૪૩ જાન્યુ | | આઝાદ હિંદ ફોજની નવી રચના |
| એપ્રીલ | | સીંગાપુર કોન્ફરન્સ, જેમાં સુભાષબાબુના મે મહિનામાં આગમનની જાહેરાત |
| મે | | ડાયરેક્ટોરેટ ઓફ મિલટરી બ્યૂરોની સ્થાપના |
| જુલાઈ, | ૨ | સુભાષબાબુ સીંગાપોરમાં |
| ,, | ૪ | હિંદ આઝાદ સંઘના પ્રમુખપદે સુભાષબાબુ ને રાસબિહારી બોઝ નિવૃત્ત થતા |
| ,, | | રેડિયો પ થી સુભાષબાબુએ ભૂખે મરતા બંગાળી એક લાખ ટન ચોખા આપવાની જાહેરાત |
| ઓગસ્ટ, | ૨૫ | સુભાષબાબુ આઝાદ ફોજના સરસેનાપતિ પદે તેમણે જણાવ્યું કે એક વર્ષ દરમિયાન હિંદની ભૂમિ પર આઝાદ માનવી તરીકે ઊભરીશ |
| ઓક્ટોબર, | ૨૧ | આઝાદ હિંદ સરકારની સ્થાપના સીંગાપુરની બૃહદ એશિયાના નાગરિકોની સભામાં સુભાષબાબુનું ભાષણ |
| ,, | ૨૪ | બ્રિટન અમેરિકા સામે યુદ્ધની જાહેરાત |
| નવેમ્બર, | ૮ | એશિયાના દેશોના એલચીઓની પરિષદ આંદામાન-નીકોબાર ટાપુઓ આઝાદ સરકારને હવાલે. |

| | | |
|---|---|---|
| ડિસેંબર, | ૩૦ | આંદામાન-હવે સ્વરાજ દ્વીપ પર આઝાદ હિંદ સરકારનો ત્રિરંગી ઝંડો સુભાષ-બાબુને હાથે ફરક્યો. |
| ૧૯૪૪ ફેબ્રુઆરી; | | આઝાદ હિંદ સરકારનું વડુ મથક રંગૂનમાં |
| ,, | ૪ | આરાકાન ને આસામના પહાડો વીંધી આઝાદ હિંદ ફોજને કૂચ કરવા હુકમ, શાહનવાઝનું પ્રવચન. |
| માર્ચ | | ઇમ્ફાલ મોરચે આઝાદ હિંદ ફોજનો મોરચો દશ હજાર સૈનિકો સાથે. |
| ,, | | કર્નલ લક્ષ્મીનો લડાઇમાં નારી-ફોજ ઉતારવાની આજ્ઞા માગતો પત્ર. |
| ,, | ૧૮ | કોહિમા-મણિપુરના ક્ષેત્રોમાં વિજયી હિંદીઓનો મા-ભોમમાં પ્રવેશ. |
| માર્ચ | | જાપાનની મેલી રમત ને મતભેદ. |
| એપ્રીલ | | રંગૂનમાં આઝાદ હિંદ બેંકની સ્થાપના જૂલાઈમાં દોઢ કરોડ ડોલરથી વધુ રકમ |
| મે | | અંગ્રેજોની પીછેહઠ |
| જૂન | | બર્માની જિમાવાડી જાગીર આઝાદ સરકારને સુપ્રત. |
| જુલાઈ | | સુભાષબાબુનો ગાંધીજીને સંદેશ |
| ,, | ૪ | નેતાજી સપ્તાહ. |
| સપ્ટેંબર | ૧૨ | શહીદ દિન, કેસરિયાં કરનાર દળની રચના |
| ઑગસ્ટ | ૨૧, | વર્ષાઋતુને કારણે યુદ્ધપ્રવૃત્તિ સ્થગિત. |
| જાન્યુ. | | આઝાદ હિંદ ફોજનું બીજું આક્રમણ. |